# હિંદુસ્થાનની

# राज्य पद्धति.

કર્તા, મલ્હાર ભિકાજી બોલ્લસરે.

# હિંદુસ્થાનની

# राज्य पद्धति.



રચનાર,

**મલ્હાર ભિકાજી બેલસરે,**

આસિસ્ટન્ટ માસ્તર,

**અમદાવાદ હાઈસ્કુલ.**

---



---

અમદાવાદ,

"ગુજરાત ગેઝેટ" છાપખાનામાં છાપ્યું.

---

સને ૧૮૮૮.

---

કીમત આઠ આના.

# પ્રસ્તાવના.

સરકારી નોકરી મેળવવા સેકન્ડગ્રેડ તથા થર્ડગ્રેડ પ-
રીક્ષાઓમાં મુંબાઇ સરકારે આ વિષય નવો દાખલ કર્યો છે;
તેથી, આ વિષય ઉપર એક નાનું સરખું પુસ્તક લખવાનો
મારા મનમાં વિચાર આવ્યો હતો, તે પાર પાડવાનો મને
આ ઉત્તમ પ્રસંગ મળ્યો છે. દેશની રાજપદ્ધતિ
વિષે સામાન્ય માહીતી બધા કેળવાયલા માણસોને હોવી
જોઈએ. આવી માહીતી ન હોય, તો સરકાર આપણું ભલું
કરવા સારૂ જે દયાળુ દૃષ્ટિથી ઇલાજ લે છે, તેની કીમત
કરવી તથા તેથી આપણા ફાયદા કરી લેવા, તે આપણાથી
બને નહીં, તેમજ તે બાબતના સરકારના ઘણા યત્ન નિષ્ફળ
જવાની બીક રહે છે. વળી, જે સરકારી નોકરીમાં છે,
અથવા સરકારી નોકરી મેળવવા ઇચ્છે છે, તેઓને તો
રાજ્યપદ્ધતિનું સામાન્ય જ્ઞાન અવશ્ય હોવું જોઇએ. હિંદુ-
સ્થાનની રાજ્યપદ્ધતિ એક મોટો સંચો છે, અને જુદાં જુ-
દાં ખાતાં તેનાં પૈડાં છે; પોતે જે ખાતામાં હોય, તેનો આ-
ખી પદ્ધતિની જોડે તથા બીજાં ખાતાંની જોડે કેવો સં-
બંધ છે, તે દરેક નોકર જાણતો હોય, તોજ તે ખાતામાં
તેને હાથે સારી રીતે કામ થઇ શકે. તેથી સરકારે કેળવ-
ણીમાં આ વિષય દાખલ કર્યો, તે એક ઉત્તમ પગલું ભર્યું છે.

મૂળ પુસ્તક ઈંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યું છે. તેનાં આધારે આ ગુજરાતીમાં રચ્યું છે. મુંબઇના પ્રસિદ્ધ વિદ્વાન્ બારિસ્ટર સાર્જેન્ટ એટ્કિન્સન્ તથા ડાક્ટર હન્ટરનાં પુસ્તકો ઉપરથી ઇંગ્રેજી પુસ્તક તૈયાર કર્યું છે, તથા લોર્ડ રસેલનું "ઈંગ્લાન્ડનું રાજ્ય તથા રાજ્યપદ્ધતિ," અને નેરન સાહેબનું "રેવન્યુ હેન્ડ–બુક"—વગરે પુસ્તકોના અતિ ઉત્તમ આધારને માટે તેમનો પણ આભારી છું.

આ વરસની પરીક્ષાઓમાં બેસનારા ઉમેદવારોને ઉપયોગ થાય, તેટલા સારૂ આ પુસ્તક છપાવવા વિગેરેમાં કેટલીક ઉતાવળ કરવી પડી છે. માટે, વિષય, રચના, ઇત્યાદિમાં સુધારો કરવા જો કોઈ ગૃહસ્થ તરફથી યોગ્ય સૂચના મળશે, તો તે બીજી આવૃત્તિ બહાર પાડતાં ઉપકાર સાથે સ્વિકારવામાં આવશે.

અમદાવાદ,<br>
સપ્તેમ્બર, ૧૮૮૮.

**મ. ભી. બે.**

# હીંદુસ્થાનની રાજ્યપદ્ધતિ.

## ઉપોદ્ઘાત.

રાજ્ય એટલે રાજાના તાબાનો મુલક અથવા રાજ્ય ચલાવવાની રીત, એવા બે અર્થ થાય છે. રાજ્યપદ્ધતિ એટલે જે રીતિ, કાયદા, કે બંધારણ પ્રમાણે લોકો ઉપર અમલ કરવામાં આવતો હોય તે. જે રાજ્યપદ્ધતિમાં હલકામાં હલકી પંક્તિની રૈયતને પણ ગેરકાયદે નુકસાન ખમવું પડે, તો તે આખા જનસમાજનું અપમાન કરવામાં આવ્યું છે, એમ મનાય; તેમજ જેથી મજબુતી રહે, અને સુધારો થઇ શકે, તે રાજ્યપદ્ધતિ ઉત્તમ કહેવાય.

ઉત્તમ રાજ્યપદ્ધતિના ચાર પ્રકાર છે. ૧. એકજ રાજાની સત્તાવાળી, ૨. થોડા મનુષ્યોના હાથમાં રાજ્યાધિકારવાળી, ૩. લોકસત્તાવાળી, ૪. રાજા અને રૈયતની ભેગી સત્તાવાળી.

હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ ઇગ્લાન્ડની રાજ્યપદ્ધતિનો એક ભાગ છે, તેથી હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ ઇંગ્લાન્ડની પેઠે મિશ્રએકછત્રી છે. સને ૧૮૫૮ માં પાર્લામેન્ટે કાયદો કર્યો, ત્યારથી હિંદુસ્થાનનું રાજ્ય ઇસ્ટ ઇન્ડિઆ કંપનીના હાથમાંથી ઇગ્લાન્ડની સરકારના હાથમાં ગયું. કંપનીના વખતમાં ગવર્નર જનરલ સર્વોપરી અમલદાર ગણાતો. પણ ઉપરનો ફેરફાર થયો, ત્યારથી હિંદુસ્થાન સરકારને

(ગવર્નર જનરલ ગ્લાં-
ન્ડની સરકારે નીમેલો રાજ્યમાત્ર (સેક્રેટરી ઑફ સ્ટેટ ફૉર ઇન્ડિયા) અને તેની કાઉન્સિલ નીમવામાં આવ્યાં.

હિંદુસ્થાનનો રાજ્યમંત્રી ઇંગ્લાન્ડની સરકારના પ્રધાન મંડળમાં હોય છે. લાટ ગવર્નર જનરલની સત્તાની હદ બાંધવામાં આવી છે. ઇંગ્લાન્ડની આમની સભામાં જે લોકતત્વ છે, તે હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિમાંજ છે, એમ સમજવું; કારણ કે વારન હેસ્ટીંગ્સ પહેલા ગવર્નર જનરલ ઉપર હિંદુસ્થાનમાં કરેલા અન્યાયને માટે આરોપ મુકવામાં આવ્યા હતા, ત્યારથી આજ દિવસ સુધી આમની સભા હિંદુસ્થાનને ન્યાય આપવા સારૂ અને દરેક અન્યાય બંધ પાડવા સારૂ હમેશાં જાગૃત રહે છે.

---

## પ્રકરણ ૧ લું.

### ઇંગ્લાન્ડનું રાજ્ય બંધારણ.

હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ ઇંગ્લાન્ડના રાજ્યબંધારણ ઉપરથી ઘડી કાઢવામાં આવી છે, તેથી ઇંગ્લાન્ડના રાજ્યબંધારણ અને રાજ્યપદ્ધતિનું કેટલુંક દિગ્દર્શન આ ઠેકાણે કરવું ઉચીત ધારીએ છીએ. ગ્રેટબ્રિટન, આયર્લાન્ડ અને ઇંગ્લાન્ડનાં સંસ્થાનો તથા તાબાના દેશોનું રાજ્ય, રાજા તથા અમીરોની સભા અને આમની સભાને હસ્તક છે.

તે બે સભાઓ મળીને પાર્લામેન્ટ થાય છે.

લડાઈ કે સલાહ કરવી, ગુનેગારને માફી આપવી, પાર્લામેન્ટને બોલાવવી અથવા બરખાસ્ત કરવી, નાણું પાડવું, અને અમીરી બક્ષવી, એ હક રાજાના છે. દરેક નવા કાયદાઓને મંજુરી આપવી કે નહિ, તે રાજાની મરજી ઉપર છે. એટલે રાજાની સંમત્તિ વિના કોઈ પણ નવો કાયદો થાય નહિ. પણ, હાલમાં દિવસમાં પ્રધાનોની સલાહથી રાજા, અથવા રાજાના નામથી પ્રધાનો, આ હકો વાપરે છે.

કાયદા ઘડવા, અને સરકારી કામકાજને માટે જોઇતા પૈસા ઉઘરાવવાને મત આપવો, તે પાર્લામેન્ટનું કામ છે. પાર્લામેન્ટ હિંદુસ્થાનને માટે વિરલાજ કાયદા કરે છે; પણ જ્યારે હિંદુસ્થાનને માટે કાયદો કરવો હોય, ત્યારે તેઓ બહુ સંભાળ રાખે છે. કાયદા અમલમાં લાવવાની સત્તા રાજાની છે, એવું કાયદાનું મત છે; પણ પ્રધાનો રાજાના નામથી તેનો અમલ કરે, એવો હાલ વહિવટ છે. પ્રધાનો રાજાને સલાહ આપનારા હોય છે, ને તેઓ પાર્લામેન્ટની બંન્ને સભામાંથી ચુંટી કાઢવામાં આવે છે. તેઓ તેમના રાજ્યકારભારને માટે તથા રાજાને જે સલાહ આપે, તેને માટે પાર્લામેન્ટને જવાબદાર હોય છે. જ્યારે પ્રધાનો ઉપરથી આમની સભાનો ઇતબાર ઊઠી જાય, ત્યારે રાજાને બીજા પ્રધાનો ચુંટી કાઢવા પડે છે.

પ્રધાનમંડળના ઉપરીને મુખ્ય પ્રધાન કહે છે. મોટા મોટા પ્રધાનોની કેબીનેટ બનાવે છે. નીચે લખેલા પ્રધાનો કેબીનેટમાં અવશ્ય હોવા જોઇએ:—

૧. મુખ્ય પ્રધાન અથવા મુખ્ય ખજાનચી.
૨. લૉર્ડ ચાન્સેલર.
૩. ચાન્સેલર ઑફ ધી એક્સચેકર.
૪. હોમ સેક્રેટરી (સ્વદેશ ખાતાનો મંત્રી).
૫. ફૉરીન સેક્રેટરી (પરદેશ ખાતાનો મંત્રી).
૬. કોલોનીઅલ સેક્રેટરી (સંસ્થાનનો મંત્રી).
૭. ઈન્ડીઅન સેક્રેટરી (હિંદુસ્થાનનો મંત્રી).
૮. સેક્રેટરી ઑફ વૉર (લશ્કરી ખાતાનો મંત્રી).
૯. પ્રેઝીડેન્ટ ઑફ ધી પ્રિવીસીલ.

નીચે લખેલા પ્રધાનો જરૂર પડે, તો કેબીનેટમાં દાખલ થઇ શકે:—

૧૦. ફર્સ્ટ લૉર્ડ ઑફ ઍડમીરેલ્ટી. (દરિયાઇ લશ્કરનો અધિપતિ.)
૧૨. પ્રેસીડેન્ટ ઑફ ધી લોકલ ગવર્મેન્ટ બોર્ડ (સ્થાનિક કારભાર ખાતાનો અધિપતિ).
૧૩. લૉર્ડ પ્રિવી સીલ.
૧૪. આયર્લાન્ડનો મુખ્ય મંત્રી.
૧૫. પોસ્ટ માસ્તર જનરલ.
૧૬. ચાન્સેલર ઑફ ધી ડચી ઑફ લેન્કેસ્ટર.
૧૭. કેળવણી સભાની કમીટીનો ઉપાધ્યક્ષ.

કેબીનેટમાં ઘણું કરીને ચૌદ અથવા પંદર સભાસદો હોય છે.

સંસ્થાન અને તાબાના મુલકોમાં દેશની અંદરના કારભાર ચલાવવાને માટે ગવર્નરો નીમાય છે, તેઓની કૌન્સિલો હોય છે. ગવર્નર તથા તેની કૌન્સિલે તે દેશમાંજ રહેવું જોઈએ. રાજા તેઓની નિમણુક કરે છે, અને તેઓને માથે જે રાજ્યમંત્રી હોય છે, તે કેબીનેટના સભાસદ હોય છે.

હિંદુસ્થાન એ ઇંગ્લાંડના તાબાનો દેશ છે. તે પ્રત્યક્ષ રાજાની નજર નીચે છે. સન ૧૮૫૮ ની સાલથી હિંદુસ્થાનનો રાજ્યકારભાર ચલાવવાને માટે હિંદુસ્થાનનો રાજ્યમંત્રી અને ઇન્ડીઆ કાઉન્સિલ સ્થાપવામાં આવી છે, તેઓની કચેરી લન્ડનમાં હોય છે; અને હિંદુસ્થાનનો રાજ્યમંત્રી તે કૌન્સિલનો અધ્યક્ષ હોય છે. ઈન્ડીઆ કૌન્સિલમાં પંદર સભાસદો હોય છે; તેમાંના સાત જણુ ઇસ્ટ ઇન્ડીઆ કંપનીની કોર્ટ ઑફ ડાઇરેકટર્સ તરફથી નીમાય છે, અને આઠ જણુને રાજા નીમે છે.



## પ્રકરણ ૨ જું.

## હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિ.

હિંદુસ્થાનમાં પ્રવર્ત્તક સત્તા વાઈસરૅાયને (રાજ્ય પ્રતિનિધિને) સોંપી છે; તેને રાજા નીમે છે, અને તે સેક્રેટરી

ઑફ સ્ટેટ ફૉર ઇન્ડીઆને (હિંદુસ્થાનના રાજ્યમંત્રી-ને) જવાબદાર હોય છે. વાઇસરૉયનાં પ્રવર્ત્તક કામોમાં તથા રાજ્યકારભારમાં મદદ કરવા સારૂ સુપ્રીમ કૌન્સિલ નીમેલી હોય છે, તેની કચેરી કલકત્તામાં હોય છે. તેમાં પાંચ સાધારણ મેમ્બરોને વાઇસરૉય પોતે પસંદ કરે છે, અને રાજા તેઓને નીમે છે. વળી તેમાં કમાન્ડર ઇન્ચીફ (સેનાધિપતિ) હોય છે. તેઓની સાથે કાયદા કાનુન બનાવવાને છ વધારાના મેમ્બરો દાખલ કરવામાં આવે છે. ગવર્નર જનરલને સાત સેક્રેટરીઓ (મંત્રીઓ) હોય છે; તેઓ રાજ્ય કારભારમાં જૂદાં જૂદાં ખાતાં ઉપર દેખરેખ રાખે છે. રાજ્યકારભારમાં સેહેલાઇને માટે બ્રિટિશ ઇન્ડિયાના આઠ પ્રાંતો કર્યા છે, તેમના ઉપર ગવર્નરો, લેફ્ટેનન્ટ ગવરનરો અથવા કમિશનરો નીમેલા હોય છે; અને ચાર નાના પ્રાંતો પ્રત્યક્ષ હિંદુસ્થાન સરકારના તાબામાં છે. વળી (૧૫૪) ખંડીઆં સંસ્થાનો છે, તેઓના ઉપર બ્રિટિશ સરકારના પોલિટિકલ એજન્ટોની મદદથી હિંદુ અથવા મુસલમાન રાજાઓ રાજ્ય કરે છે. મદ્રાસ અને મુંબઈ (સિંધ સાથે) એક એક ગવર્નરના તાબા હેઠળ છે; બંગાળા, વાયવ્ય પ્રાંતો અને પંજાબ ઉપર લેફ્ટેનન્ટ ગવર્નરો રાજ્ય ચલાવે છે; મધ્ય પ્રાંત, અયોધ્યા, આસામ અને બ્રહ્મદેશ એ દરેક ચીફ કમિશનરના તાબા નીચે છે. નીચેનાં પત્રકોમાં બારે પ્રાંતો, તથા સ્વદેશી ખંડણિયાં સંસ્થાનોના તેર જથા, તેઓનાં ક્ષેત્રફળ અને વસ્તી સાથે આપ્યાં છે:—

## બ્રિટિશ ઇન્ડિયાના (૧૨) પ્રાંતોનાં નામઃ—

| | પ્રાંતનું નામ. (તેને લગતાં દેશીરાજ્યો સિવાય). | ક્ષેત્રફળ. ચોરસમેલ | કુલ વસ્તી. | દર ચોરસ માઇલે વસ્તી |
|---|---|---|---|---|
| ૧. | મદ્રાસ સરકારના તાબાનો મુલક. | ૧૪૧.૦૦૧ | ૩૧,૧૭૦,૬૩૧ | ૨૨૧ |
| ૨. | મુંબઇ (સિન્ધ સહિત) સરકારના તાબાનો મુલક. | ૧૨૪,૧૨૨ | ૧૬,૪૫૦.૪૧૪ | ૧૩૩ |
| ૩. | બંગાળાના લેફ્ટેનન્ટ ગવરનરના તાબાનો મુલક. | ૧૫૦,૫૮૮ | ૬૬,૬૯૧,૪૫૬ | ૪૪૩ |
| ૪. | પંજાબના લેફ્ટેનન્ટ ગવરનરના તાબાનો મુલક. | ૧૦૬,૬૩૨ | ૧૮,૮૫૦,૪૩૭ | ૧૭૭ |
| ૫. | વાવ્ય પ્રાંતના લેફ્ટેનન્ટ ગવરનરના તાબાનો મુલક. | ૧૦૬,૧૧૧ | ૪૪,૧૦૭,૮૬૯ | ૪૦૬ |
| ૬. | અયોદ્ધાના ચીફ કમીશનરના તાબાનો મુલક. | | | |
| ૭. | મધ્ય પ્રાંતના ચીફ કમીશનરનો પ્રદેશ. | ૮૪.૪૪૫ | ૯,૮૩૮.૭૯૧ | ૧૧૭ |
| ૮. | બ્રિટિશ બરમાના ચીફ કમીશનરના તાબાનો મુલક. | ૮૭.૨૨૦ | ૩,૭૩૬,૭૭૧ | ૪૩ |
| ૯. | આસામના ચીફ કમીશનરના તાબાનો પ્રદેશ. | ૪૬,૩૪૧ | ૪,૮૮૧.૪૨૬ | ૧૦૫ |
| ૧૦. | વરાડના કમીશનરના તાબાનો પ્રદેશ | ૧૭.૭૧૧ | ૨,૬૭૨.૬૭૩ | ૧૫૧ |
| ૧૧. | અજમેરના કમીશનરના કબજાનો પ્રદેશ. | ૨,૭૧૧ | ૪૬૦.૭૨૨ | ૧૭૦ |
| ૧૨. | કુર્ગ પ્રાંતના કમીશનરના તાબાના પ્રદેશ. | ૧,૫૮૩ | ૧૭૮,૩૦૨ | ૧૧૩ |
| | કુલઃ— | ૮૬૮,૪૬૫ | ૧૯૯,૦૪૩૪૯૨ | ૨૨૯ |

## હિંદુસ્તાનના ખંડણીઆ દેશી રાજ્યોના ૧૩ જથ્થા.

| | રાજ્યનાં નામ. | કુલ ક્ષેત્રફળ ચોરસ મૈલમાં. | કુલ વસ્તી. | દર ચો. મૈ. માં રહેનાર માણસો. |
|---|---|---|---|---|
| ગવર્નર જનરલ તથા તેની કાઉન્સીલના તાબામાં. | ૧. રાજપુતાના. | ૧૨૯,૭૫૦ | ૧૦,૨૬૮,૩૯૨ | ૭૯ |
| | ૨. હૈદ્રાબાદ (નીઝામનું રાજ્ય). | ૭૧,૭૭૧ | ૯,૮૪૫,૫૯૪ | ૧૩૭ |
| | ૩. સેન્ટ્રલ ઈન્ડિયા એજંસી અને બુંદેલખંડ | ૭૫,૦૭૯ | ૯.૨૬૧,૯૦૭ | ૧૨૩ |
| | ૪. બરોડા. | ૮,૫૭૦ | ૨,૧૮૫,૦૦૫ | ૨૫૫ |
| | ૫. મહીસુર. | ૨૪,૭૨૩ | ૪,૧૮૬,૧૮૮ | ૧૬૯ |
| | ૬. કાશ્મીર. | ૮૦,૯૦૦ | ૧,૫૩૪,૯૭૨ | ૧૯ |
| | ૭ મણીપુર. | ૮,૦૦૦ | ૨૨૧,૦૭૦ | ૨૭ |
| સ્થાનિક સરકારના તાબા હેઠળના. | ૮. મુંબઇ સરકારના તાબાનાં દેશીરાજ્યો. | ૭૩,૭૫૩ | ૬,૯૪૧.૨૪૯ | ૯૪ |
| | ૯. મદ્રાસ સરકારના તાબાનાં દેશીરાજ્યો. | ૮,૦૯૧ | ૩,૦૦૧.૪૩૬ | ૩૭૦ |
| | ૧૦. બંગાલ સરકારના તાબાનાં દેશીરાજ્યો. | ૩૬,૬૩૪ | ૨,૮૪૫,૪૦૫ | ૭૮ |
| | ૧૧. પંજાબ સરકારના તાબાનાં દેશીરાજ્યો. | ૩૫,૮૧૭ | ૩,૮૬૧,૬૮૩ | ૧૦૮ |
| | ૧૨. વાવ્ય પ્રાંતના તાબાનાં દેશીરાજ્યો. | ૫,૧૨૫ | ૭૪૧,૭૫૦ | ૧૪૫ |
| | ૧૩. મધ્ય પ્રાંતના તાબાનાં દેશી રાજ્યો. | ૨૮,૮૩૪ | ૧,૭૦૯,૭૨૦ | ૫૯ |
| | કુલ. | ૫૮૭,૦૪૭ | ૫૬,૬૦૪,૩૭૧ | ૯૬ |

સન ૧૮૬૨ માં હિંદુસ્થાનના એક રાજાને સનંદ આપી હતી તેમાં ખંડિયાં સંસ્થાનોની જોડે બ્રિટિશ રાજ્યના સંબંધ વિષે નીચે પ્રમાણે જણાવેલું છેઃ—

"મહારાણીજીની એવી ઇચ્છા છે કે, હિંદુસ્થાનના જે રાજાઓ હાલ પોતાના મુલક ઉપર રાજ્ય કરે છે, તેઓનું રાજ્ય કાયમ રાખવું, અને તેઓના વંશના પુરૂષો તથા તેઓનો મર્તબો આગળ ચલાવવો; આ ઈચ્છાને અનુસારે આ સનદ તમને આપી છે ઇત્યાદિ."

લૉર્ડ મેયોએ એક વાર લખ્યું હતું કેઃ—"અમારાં ખંડિયાં સ્વદેશી સંસ્થાનોની સાથે અમારો સબંધ એકંદર જોતાં જો કે સંતોષકારક છે, તોપણ તેની કંઇ પણ હદ બાંધેલી નથી. તેઓના કારભારમાં વચ્ચે નહિ પડવાનું તત્વ અમે પાળિએ છીએ, તોપણ અમારે વચ્ચે પડવું પડે છે. પોતાના મુલકના બચાવને માટે અમે તેઓને લશ્કર રાખવા દઈએ છીએ, તોપણ અમે તેઓને લઢાઈ કરવા દેતા નથી. ન્યાયની કોર્ટો સ્થાપવામાં અમે તેમને ઉત્તેજન આપીએ છીએ, તોપણ યુરોપીઅનો ઉપર તેઓ કામ ચલાવે, તે અમે સાંભળી શકતા નથી. અમે તેઓને જુદા રાજા જેવા ગણીએ છીએ, તોપણ અમારે દરરોજ હુકમ કરવા પડે છે તે તેઓ બીન હરકત માને છે. જ્યારે રાજા ઘોર અપરાધ કરે છે અથવા કરવા દે છે, ત્યારે અમે તેઓને પદભ્રષ્ઠ કરીએ છીએ, જેમ કે ટોંકના રાજાને. અથવા જ્યારે રાજા અન્યાયથી

રાજ્ય ચલાવે છે અથવા રૈયતને કનડે છે, ત્યારે અમે તે-
ઓના કારભારીઓને નીમીએ છીએ, જેમ કે અલ્વારના રા-
જ્યમાં. કેટલાએકને ત્યાં અમે પોલિટિકલ એજન્ટ નીમિયે
છીએ, પણ કેટલાએકને ત્યાં નીમતા નથી. જેપુર, ભો-
પાળ, પત્યાલા એવાં એવાં કેટલાંકની જોડે અમારી મિત્રા
ચારી અને ઘણો સ્નેહ છે; પણ ધોલપુર, અલવાર, એવાં
એવાં સંસ્થાનો ઉપર તેઓની ફરજમાં મોટી ગફલતને
માટે તેઓને ઠપકો દેવો હોય ત્યારેજ કાગળ પત્ર લખીએ
છીએ."

સરહદ ઉપરના લોકોની જોડેનાં સંબંધ વિષે હિં-
દુસ્થાનની મોટી સનંદ–સન ૧૮૫૮ ના રાણીજીના જાહે-
રનામામાં નીચે પ્રમાણે જણાવેલું છે:—

"અમારો હમણાંનો મુલક વધારવાની અમારી ઈચ્છા
છેજ નહિ. અને જેમ અમે એક પાસેથી અમારા મુલક
અથવા હક દબાવનારને શિક્ષા કીધા વગર છોડશું નહિ,
તેમજ અમે બીજાઓનો મુલક દબાવવાની મંજુરી પણ
આપીશું નહિ."

## સેક્રેટરી ઑફ સ્ટેટ, ફૉર ઇન્ડિયા અને તેની કૌન્સિલ.

સેક્રેટરી ઑફ સ્ટેટ (હિંદુસ્થાનના રાજ્યમંત્રી). અને
તેની કૌન્સિલ (સભા) તથા કાઉન્સિલરો (સભાસદો) ની સ-
ત્તા અને જવાબદારી "ઈન્ડિયા કૌન્સિલ" એવા મથાળા

નીચે આગળ ૧૫ મે પાને આપી છે, ત્યાં જુઓ.

## વાઇસરાય તથા ગવર્નર જનરલ ઇન્ કૌન્સિલ.

સન ૧૭૭૩ માં પાર્લમેન્ટે એક કાયદો કર્યો, તેથી બંગાલામાં ફોર્ટ ઉલીલીઅમ ઇલાકા (કલકત્તા) ના ગવરનરને હિંદુસ્થાનનો ગવરનર જનરલ નીમ્યો; વળી સને ૧૮૫૩માં બીજો કાયદો કર્યો, તેથી ગવરનર જનરલ અને બંગાળાનો ગવર્નર જુદા જુદા નીમાયા. કાયદામાં તેની સત્તા નિચે પ્રમાણે કહી છે:—"હિંદુસ્થાનમાં મુલકી તથા લશ્કરી બધાં ખાતાં ઉપર તથા ઉપજ ઉપર દેખરેખ, હુકમ, અને કાબુ રાખવાની સત્તા આ કાયદાથી ગવરનર જનરલ અને કૌન્સીલરો એમનાથી બનેલી કૌન્સીલને આપી છે, તથા તે તેઓના હાથમાં રહેશે. બંગાળા, મદ્રાસ, મુંબાઇ, આગ્રા અને પંજાબના ગવર્નરો તથા તેઓની કૌન્સીલો ઉપર, તેને ઇલાકાના મુલકી તથા લશ્કરી કારભારના સબંધની સઘળી બાબતોમાં, ગવરનર જનરલ અને તેની કૌન્સીલને દેખરેખ તથા કાબુ રાખવાની સંપૂર્ણ સત્તા અને અધિકાર છે. અને તે ગવર્નરો અને કૌન્સીલો, ગવર્નર જનરલ તથા તેની કૌન્સીલના હુકમ માનવાને બંધાયલાં છે". બંગાળા, વાયવ્ય પ્રાંત અને પંજાબના લેફ્ટેનંટ ગવર્નર નીમવાની સત્તા પણ ગવર્નર જનરલને છે.

કૈસરેહિંદ (એમ્પ્રેસ ઑફ઼ ઇન્ડિઆ) અને વાઇસરૉયની વચ્ચેના સંબંધ વિષે રાજ્યબંધારણના કાયદાનો

હાલમાં એવો ધારો થઈ ગયો છે કે, ઇંગ્લાન્ડના તાબાના દેશોનો ગવર્નર ઇંગ્લાંડના રાજાનો બધી વાતે મુખત્યાર થતો નથી, તથા રાજા તેને જે સત્તા આપે છે, તેની હદ છે: અને કાયદા, તેની નીમણુકની યાદી, સાધારણ અથવા ખાસ હુકમો, એ બધાથી, અથવા પ્રસંગ પ્રમાણે એમાંના કેટલાકથી તેની સત્તાની હદ બંધાય છે. ગવર્નર ઉપર, જે પ્રાંતોનો તે ગવર્નર હોય, ત્યાંની કોર્ટમાં પણ દીવાની અથવા ફોજદારી કામ ચાલી શકે, પણ તેને કેદ કરાય નહિ; તથા રાજ્યકારભારના કામને માટે તેના ઉપર દીવાની કે ફોજદારી કામ ચાલે નહિ; એજ ધારો કૌન્સીલરોને પણ લાગુ પડે છે. હિંદુસ્થાનની સરકાર ઉપર "સ્ટેટ સેક્રેટરી ફૉર ઈન્ડીયા ઈન કૌન્સીલ" એવા નામથી ફરિયાદ માંડી શકાય; તથા તેઓને ફરિયાદ કરવી હોય, તોપણ એજ નામથી કરવી જોઇએ. સન ૧૮૫૮ થી ગવર્નર જનરલને વાઇસરૉય કહે છે; અને વાઇસરૉય શબ્દનો અર્થ "રાજા અથવા રાણીને બદલે રાજ્ય કરનારો" એવો થાય છે, તોપણ તેની સત્તા અથવા જવાબદારીમાં કંઈ ફેરફાર થયો નથી. રાણીજીના જાહેરનામામાં વાઇસરૉય વિષે આમ કહ્યું છે:—"એણે અમારે નામે રાજ્ય વહિવટ ચલાવવો, અને અમારે નામે તથા અમારી તરફથી કામ કરવું, (તેમાં એટલું કે) હવે પછી અમારા મુખ્ય સેક્રેટરી ઑફ સ્ટેટની મારફત અમારા હુકમ એના ઉપર જશે તેને તાબે એણે થવું."

ગવર્નર જનરલ સર્વાધિકારી રાજ્યકર્ત્તા નથી. પાર્લામેન્ટે તેની સત્તાની હદ બાંધવા સારૂ કાયદો કર્યો છે; તેની નીમણુકના હુકમ ઉપરથી તેની સત્તાની હદ જણાય છે; કાયદાથી તેના અમલની મુદત બાંધી છે; તેની જગા ઉપરથી તેને પાછો બોલાવવાની તેને હમેશાં ધાસ્તી રહે છે; તેના ઉપર પાર્લામેન્ટમાં કામ ચાલી શકે; લોકમતના જોરથી તેને રાજીનામું આપવું પડે; અથવા લોકમતના દબાણથી તે પોતાની ખુશીથી રાજીનામું આપે; દેશના છાપાની સખ્ત નજર અને નિન્દા તેને સહન કરવી પડે:—ઈત્યાદિથી તેની સત્તાની હદ બંધાઇ જાય છે.



## પ્રકરણ ૩ જું.

## હિંદુસ્થાનની કૌન્સિલો.

(રાજ્યસભાઓ).

હિંદુસ્થાનનાં શહેનશાહ બાનુ (કૈસરે હિંદ) ની કૌન્સીલો, તથા બ્રિટિશ ઇન્ડિયાનો રાજ્યકારભાર ચલાવવા સારૂ ખાસ સ્થાપયલી કૌન્સીલો, નીચે પ્રમાણે છે:—

૧. પાર્લમેન્ટની હાઇ કોરટ.

૨. પ્રીવિ કૌન્સીલ.

૩. સેક્રેટરી ઑફ સ્ટેટ ફોર ઇન્ડિયાની કૌન્સીલ, જેને "ઇન્ડિયા કૌન્સીલ," કહે છે, તે.

૪. વાઈસરૉય તથા ગવર્નર જનરલની કૌન્સીલ જેને "સુપ્રીમ કૌન્સીલ," કહે છે, તે.

૫. જુદા જુદા ઈલાકા અને પ્રાંતોના ગવર્નરોની કૌન્સીલો, જેને "સ્થાનીક કૌન્સીલો" કહે છે, તે.

**પ્રીવિ કૌન્સીલ** ન્યાયની કોર્ટ છે; તેમાં ફક્ત અપીલો સંભળાય છે. તે રાજ્યકારી કૌન્સીલ નથી. હિંદુસ્થાનથી મોકલેલી અરજીઓ જો ન્યાયના કામની નહિ હોય, તો તે શહેનશાહ બાનુ તથા તેની કૌન્સીલ (પ્રીવિ કૌન્સીલ) ઉપર સ્થાનીક સરકારની મારફતે મોકલવી જોઈએ. શહેનશાહ બાનુને સલાહ આપનારી એક "કેબીનેટ" કૌન્સીલ છે; આ કૌન્સીલ બ્રિટિશ રાજ્ય રૂપી યંત્રની કુંચી છે; તેમાં ઘણું કરીને અમીર અને આમની સભાના સભાસદો મળીને બાર જણ હોય છે. તેઓ પોતાના વિચાર ગુપ્ત રીતે ચલાવે છે; રાજાની ખાસ મંજુરી વિના તે પ્રસિદ્ધ થાય નહિ; રાજા જુદા જુદા પ્રધાનોની સલાહ લેતો નથી, પણ કેબીનેટની, એટલે આખા પ્રધાન મંડળની, એક સલાહ પ્રમાણે ચાલે છે. પ્રધાનો પોતાનામાંથી એક આગેવાનની સલાહ પ્રમાણે આખા પ્રધાન મંડળનું એક મત ઠરાવે છે. જે પક્ષને અધિકાર મળ્યો હોય, તે પક્ષનોઉપરી મુખ્ય પ્રધાન થાય છે. તે ગમે તે ખાતું પોતાના હસ્તક રાખે છે. પ્રધાન મંડળના સભાસદોને રાજા નીમે, એવો કાયદો છે; પણ વહિવટમાં મુખ્ય પ્રધાનજ તેઓની નીમણુક કરે છે; અને આમની સભાના વિરૂદ્ધ મત અથવા ઠરાવથી મુખ્ય

પ્રધાન તથા બીજા પ્રધાનો કામ ઉપરથી દૂર થઈ શકે છે.

વહિવટની સગવડને માટે એક નાની કેબીનેટ કૌન્સીલ બનાવે છે, તેમાં કેબીનેટના મેંબરોમાંથી મુખ્ય પ્રધાન અને પરદેશ ખાતાનો રાજ્યમંત્રિ, એવા બે જણજ હોય છે. તેઓના વિચાર પણ ગુપ્ત રાખવામાં આવે છે.

**ઈંડિયા કૌંન્સિલઃ**—આ કૌન્સીલ કાયદા કરનારી (વિધાયક સત્તાવાળી) નથી પણ તેને ફક્ત પ્રવર્તક સત્તા છે. તેમાં ૧૫ સભાસદો હોય છે. એ દરેકની નિમણુક દશ વરસ લગી ચાલે છે. કંઈ ખાસ કારણ ન હોય, તો તેઓ ફરીથી નીમાય નહિ; અને ફરીથી નીમાય, ત્યારે બીજાં પાંચજ વરસ સુધી વધારે રહે. ખાલી થએલી જગ્યા ઉપર હિંદુસ્થાનનો મુખ્ય મંત્રી નિમણુક કરે છે. એ સભાસદો હિંદુસ્થાનમાં નોકરી કરી ગયેલા, અથવા ત્યાં રહેલા હોવા જોઇએ. તેઓને હિંદુસ્થાનના ખજાનામાંથી વરસના ૧૨૦૦) પૌંડ મળે છે. એ કૌન્સીલનો સાધારણ સભાસદ પાર્લામેન્ટમાં બેશી શકે નહિ. હિંદુસ્થાનનો મુખ્ય રાજ્યમંત્રી અમીર હોય, તો અમીરની સભામાં બેસે છે; નહિ તો, આમની સભામાં. મુખ્ય મંત્રી પોતાના હોદ્દાની રૂએ કૌન્સીલનો અધ્યક્ષ થાય છે; તેને ઉપાધ્યક્ષ નીમવાની સત્તા છે. કામ જલદી થાય, એટલા માટે સભાસદોની કમીટીઓ નીમવામાં આવે છે. હિંદુસ્થાનમાં અથવા બીજે કોઇ પણ ઠેકાણે પૈસો ખરચવાની વાતમાં સેક્રેટરી ઑફ સ્ટેટ અને તેના કૌન્સિલરોને પૂર્ણ અખતિયાર છે. જે સ-

રકારી પૈસો ઇગ્લાન્ડ મોકલવામાં આવે છે, તે અહિઆં-થી હિંદુસ્થાનના મુખ્ય રાજમંત્રીના નામ ઉપર જાય છે; અને ત્યાં તે બ્યાંક ઑફ઼ ઇગ્લાન્ડમાં ભરે છે. હિં-દુસ્થાનના વાર્ષિક જમા ખરચનો ખરડો (બજેટ) મુખ્ય મંત્રિએ પાર્લમેન્ટ આગળ મુકવો જોઇએ. ઇન્ડિયા કૌન્સિ-લના મેમ્બરો જાતે કોઇ વાતમાં જવાબદાર નથી. આ કૌન્સિલ એક મૂર્તિમંત વ્યક્તિ છે, એમ કાયદો માને છે, તેથી તે કોઇના ઉપર દાવો માંડી શકે છે, તથા તેઓના ઉપર બીજાઓ દાવો લાવી શકે છે.

**હિંદુસ્તાનના ગવર્નર જનરલની કૌન્સિલ:**—આ કૌન્સિલ અમુકજ ઠેકાણે ભરવી જોઈએ, એમ નહી; વાઈ-સરોયની મરજી હોય ત્યાં, બ્રિટિશ ઇન્ડિયામાં, ગમે તે ઠેકાણે તે આ કૌન્સિલ ભરી શકે છે. પણ, જે ઇલાકામાં તે આ કૌન્સિલની કચેરી કરે, ત્યાંનો ગવર્નર તે કચેરીનો અસાધારણ મેમ્બર થાય છે. આ કૌન્સીલના બે ભાગ છે. (૧) વિધાયક (કાયદા કરનારો), (૨) પ્રવર્તક (કાયદાનો અ-મલ્ર કરનારો). તોપણ, તે બંને ભાગ મળીને એકજ કૌ-ન્સિલ થાય છે.

પ્રવર્તક કૌન્સિલની રચના મહારાણીજીની કેબિનેટ પ્રમાણે કરી છે. કામ જલદી થાય, તેટલા સારૂ તેનાં સાત ખાતાં કર્યાં છે; તે દરેક ખાતા ઉપર એક કૌન્સિલર હોય છે, અને તેના હાથ નીચે એકેક ખાતાનો ઉપરી સેક્રેટરી હો-

૫ છે. હિંદુસ્થાન સરકારનાં નીચે લખેલાં ખાતાં છેઃ–(૧) પરદેશ ખાતું, (૨) વિલાયત ખાતું, (૩) રેવન્યુ અને ખેતીવાડીનું ખાતું, (૪) હિસાબી ખાતું, (૫) લશ્કરી ખાતું, (૬) પબ્લિક વર્ક્સ ખાતું, (૭) विधायक (કાયદા કરવાનું) ખાતું. વાઇસરૉય ઘણું કરીને પરદેશ ખાતું પોતાની દેખરેખ નીચે રાખે છે. प्रवर्तक (કાયદાનો અમલ કરનારી) કૌન્સિલમાં વાઇસરૉય ઉપરાંત છ મેમ્બરો હોય છે. પ્રવર્તક કૌન્સિલરોને રાજાના હાથની સહી શિક્કાવાળી યાદીથી નીમવામાં આવે છે. કમાન્ડર–ઈન્–ચીફ (સેનાપતિ) પ્રવર્તક કૌન્સિલનો અસાધારણ મેમ્બર ગણાય છે, અને તેનો દરજ્જો માત્ર વાઇસરૉયના કરતાંજ ઉતરતો ગણાય.

કૌન્સિલ આગળ જે કામ આવ્યું હોય, તેની બાબત મતભેદ પડે, તો અધિક સંખ્યાના મત પ્રમાણે ચાલવાને ગવર્નર જનરલ બંધાયલો છે; એટલે, અધિક સંખ્યાનું જે મત પડે, તે ગવર્નર જનરલ અને તેની કૌન્સિલનું મત છે, એમ કાયદો માને છે. જો કૌન્સિલરોનાં સામસામાં મત સરખાં પડે, તો ગવર્નર જનરલનું મત कास्टिंग મત ગણાય; એટલે, તેના મત પ્રમાણે તે બાબતનો ચુકાદો થાય. એમ છે, તોપણ, કૌન્સિલના અધિક સંખ્યાવાળા મેમ્બરોનું મત ન માનતાં, તે રદ કરવાની સત્તા વાઇસરૉયને છે. विधायक (કાયદા ક-

રનારી) શાખામાં वधाराना मेम्बरोने વાઇસરૅાય નીમે છે; તેઓને लोकप्रतिनिधि मेम्बरो એમ પણ કહેવામાં આવે છે; તેઓની સંખ્યા છથી ઓછી, અથવા બારથી વધારે નહિ હોવી જોઇએ. તેઓની નીમણુક બે વરસ સુધી ચાલે છે. वधाराना मेम्बरो પૈકી અરધા અથવા તેથી વધારે नान् ओफिशियल् હોવા જોઇએ; એટલે, હિંદુસ્થાન સરકારના મુલકી અથવા લશ્કરી ખાતામાં તેઓને નોકરી નહિ હોવી જોઇએ. દેશીઓને ફક્ત विधायक (કાયદા કરનારી) શાખામાંજ દાખલ કરવામાં આવે છે. દૂરથી આવનારા वधाराना मेम्बरोने તેઓના ખરચ માટે અમુક રકમ આપાય છે.

वधाराना मेम्बरने કાંઇ પણ નવું કામ પોતે કૌન્સિલ આગળ લાવવાનો અધિકાર નથી; એટલે, કોઈ પણ બાબતની શરૂઆત કરવાની તેને સત્તા નથી. દરેક કાયદા અથવા કામ ઉપર प्रवर्तक (કાયદાનો અમલ કરનારી) કૌન્સિલમાં વાદ વિવાદ થાય છે; પછી તેને ગવર્નેર-જનરલ મંજુરી આપે છે; ત્યારેજ તે કાયદો કે કામ विधायक (કાયદો કરનારી) કૌન્સિલ આગળ આવે છે. સ્થાનિક સરકારે પસાર કરવા ધારેલા કાયદા હિંદુસ્થાન-સરકાર ઉપર મોકલવામાં આવે છે, તેજ બાબતનું ઘણુંએક કામ હિંદુસ્થાન સરકારની વિધાયક કૌન્સિલ આગળ

ચાલે છે.

જે કાયદાને કૌન્સિલરોનું મત મળ્યું, તેને સારૂ ગવર્નર–જનરલ પોતે મંજુરી આપે, અથવા નહિ આપે; અથવા તે બાબત કૈસરે–હિંદની શી મરજી છે, તે જણાય, ત્યાં સુધી તે પોતાની મંજુરી આપવી કે નહિ આપવી, તે મોકૂફ રાખે છે. જો ગવર્નર–જનરલ પોતાની મંજુરી આપે, તો તેણે હિંદુસ્થાનના રાજમંત્રી ઉપર તે કાયદાની ખરી નકલ મોકલવી જોઇએ. કોઇ ઈલાકાની કૌન્સિલે ગવર્નર–જનરલ ઉપર મોકલેલા કાયદાને ગવર્નર–જનરલ પોતાની મંજુરી ન આપે, તો જે કૌન્સિલ તરફથી તે કાયદો આવ્યો હોય, તે કૌન્સિલને ગવર્નર–જનરલે મંજુરી ન આપવાનાં લેખી કારણ બતાવવાં જોઈએ.

હિંદુસ્થાનમાં પસાર કરેલા સઘળા કાયદા પાર્લમેન્ટ આગળ મુકવા પડે છે; ત્યારે, જરૂર દેખાય તે કાયદા રદ કરવા અથવા સુધારવા, તે પાર્લમેન્ટનો અખતીઆર છે.

સને ૧૮૩૩ માં ઇસ્ટ ઈંડિઆ કંપનીને જે સનંદ તાજી કરી આપી, તે ઉપરથી હિંદુસ્તાનની મુખ્ય કૌન્સિલની સ્થાપના થઈ. તે વખત પહેલાં દરેક ઇલાકામાં જુદા જુદા-**रेग्युलेशन** પ્રસિદ્ધ કરવામાં આવતાં. સને ૧૮૫૩ માં ગવર્નર–જનરલની કૌન્સિલમાં સુધારો કરી, તેની નવી રચના કરી; વળી, સને ૧૮૫૩ માં **ईन्डयन कौन्सिलस आक्ट** નામના કાયદાથી તેમાં ફરીથી સુધારો કર્યો; આ કાયદા-

ઉપરથી તે કૌન્સિલમાં लोकप्रातिनिधि तत्व દાખલ કરવામાં આવ્યું; તેમજ, તેથી જુદા જુદા ઇલાકાની કૌન્સિલોની સ્થાપના થઈ.

પાર્લમેન્ટમાં જે કાયદો પાસ થાય, તેને ઈંગ્લાન્ડમાં સૌથી મોટું વજન અપાય છે; એવા કાયદા કરતાં ઇંગ્લાન્ડના લોકોની નજરમાં આખી પૃથ્વી ઉપર બીજો કોઇ મોટી સત્તાવાળો કાયદો નથી. ઈંગ્લાન્ડમાં તથા તેના તાબાના મુલકમાં રહેનારી દરેક રૈયત ઉપર એવા કાયદાનો અમલ થાય છે; અને, તેને ફેરવવો, સુધારવો, મોકૂફ રાખવો, લાગુ ન કરવો અથવા રદ કરવો—તેની સત્તા માત્ર પાર્લમેન્ટનેજ છે.

સને ૧૮૬૧ ના ઇન્ડિયન કૌન્સિલસ આકટથી ગવર્નર-જનરલની કૌસિન્લને નીચે પ્રમાણે સત્તા આપીછેઃ—

બ્રિટિશ, દેશી, પરદેશી, અથવા બીજા લોકોને માટે; ગમે તે જાતની ન્યાયની કોરટોને માટે; આ દેશની અંદર આવેલી ગમે તેવી જગ્યા, અને ગમે તેવી ચીજને માટે; મહારાણીની જોડે દોસ્તીથી ચાલનારા રાજા તથા સંસ્થાનોની અંદર રહેનારી મહારાણીની સઘળી બ્રિટિશ રૈયત, હિંદુસ્થાન સરકારની નોકરીમાં હોય કે ન હોય, તો પણ તેને માટે; કાયદા તથા ધારા ઘડવા.

**મુંબઈ ઈલાકાની કૌન્સિલઃ**—મુંબઇ ઈલાકાનો રાજ્યકારભાર ગવર્નર ચલાવે છે. તેની નીમણુક બારોબાર ઇંગ્લાન્ડમાંથી થાય છે. આ ઇલાકાનું લશ્કર જુદું છે; તથા

મુલકીકારભાર ચલાવવા સારૂ નોકરો પણ જુદાજ છે. વ. ળી, **प्रवर्तक** તથા **विधायक** કૌન્સિલો પણ છે. આ કૌન્સિ. લોની રચના તથા તેઓનાં કામ ઘણુંકરીને ગવર્નર-જનરલની કૌન્સિલોનાં જેવાંજ છે. પણ, **प्रवर्तक** કૌન્સિ-લમાં ગવર્નર તથા બીજા બેજ કૌન્સિલરો છે. **साधारण मेम्बरोने** રાજાના હાથની સહીવાળી યાદીથી નીમવામાં આવે છે. તેઓની નીમણુક, ગવર્નર-જનરલની કૌન્સિલના મે. મ્બરોની માફક પાંચ વરસલગી ચાલે છે.

**विधायक** શાખામાં ગવર્નર, **प्रवर्तक** કૌન્સિલરો એટલે **साधारण** કૌન્સિલરો, **ॲड्व्होकेट-जनरल** તથા **वधाराना** મેમ્બરો હોય છે. **वधाराना** મેમ્બરોની સંખ્યા ચારથી આઠ લગી છે; તેઓ બે વરસ સુધી કામ કરી શકે છે; તેમાંના અરધા **नान्-ओफिशियल्** હોવા જોઇએ. દેશી-ઓને **वधाराना** મેમ્બર તરીકે દાખલ કરવામાં આવે છે.

ગવર્નર હાજર ન હોય, તો **सीनियर** (લાંબી મુ-દતની નોકરીવાળો) **साधारण** મેમ્બર અધ્યક્ષની જગ્યા લે છે. કૌન્સિલે પાસ કરેલા કાયદાને મંજુરી આપવી કે નહિ આપવી, તેની ગવર્નરને સત્તા છે. જો તે મંજુરી આપે, તો તે કાયદાની ખરી નકલ ગવર્નર-જનરલ ઉપર મોકલવી જોઇએ. ગવર્નર-જનરલની મંજુરી મળે તથા ગ. વર્નર તે મંજુરી જાહેર કરે, ત્યાં સુધી ફકત ગવર્નર-ની મંજુરીથી તે કાયદાનો અમલ થઇ શકતો નથી.

ગવર્નર–જનરલ જો મંજુરી નહિ આપે, તો તેણે મં-
જુરી નહિ આપવાનાં કારણો લેખમાં બતાવવાં જોઇએ.
જ્યારે ગવર્નર–જનરલ મંજુરી આપે, ત્યારે તેણે તેની
ખરી નકલ સ્ટેટ્ સેક્રેટરીને મોકલવી જોઇએ. ત્યાં, તે
કાયદો મંજુર રાખવો કે નહીં રાખવો, તેની સત્તા કૈસ-
રેહિંદને છે. તે જો મંજુરી નહિ આપે, તો તેની ના-
મંજુરી પ્રસિદ્ધ કર્યાની તારીખથી તે કાયદો રદ થાય છે.
આ બધાં દબાણ છતાં, તે સૌથી ઉપરી પાર્લમેન્ટ છેજ; કા-
યદો પસાર થયાથી અમુક મુદતમાં સ્ટેટ્ સેક્રેટરીએ તેને
પાર્લમેન્ટ આગળ મૂકવો જોઇએ.

સન ૧૮૬૧ ના ઇન્ડિયન કાઉન્સીલ્સ એકટ ઉપર-
થી મુંબાઇ ઇલાકાની કાઉન્સીલને નીચે લખેલી સત્તા છે.
:—તે ઈલાકાની સલાહશાન્તિ તથા સારા રાજવહિવટને
માટે કાયદા તથા ધારા કરવા; અને તેટલા માટે સન
૧૮૬૧ પહેલાં હિંદુસ્થાનની અંદરની કોઇ પણ સત્તાથી
કાયદા અથવા ધારા કરવામાં આવ્યા હોય, તેમાંથી મુંબાઇ
ઈલાકાને લાગુ પડતા હોય, તેટલા કાયદા રદ કરવા અથ-
વા સુધારવા, પણ ઇન્ડિયન કાઉન્સીલ્સ એકટ અથવા પા-
ર્લમેન્ટના બીજા કોઈ પણ એકટથી વિરૂદ્ધ કાયદો પસાર
કરવાની સખત મના કરી છે, તેમજ સરકારી કરજ
અથવા સરકારી ઉપજ (રેવન્યુ), ચાલતું નાણું, ટપાલ અ-
થવા તાર ખાતાની ગોઠવણ, પીનલકોડ, કૈસરેહિન્દની
હિંદુસ્થાનની પ્રજાના ધર્મ, લશ્કરી અથવા દરિયાઇ કાફલાનો

બંદોબસ્ત, અથવા તે રાખવો કે નહિ રાખવો તે વિષેના વિચાર, પેટન્ટ અને કોપીરાઇટ, અથવા કોઈ પરદેશી રાજા જોડે આપણો સંબંધ—એટલાને લગતો ગવરનર–જનરલની મંજુરી સિવાય કોઇ પણ કાયદો દાખલ કરાય નહિ.

હિંદુસ્થાનની કાઉન્સીલોના સંબંધમાં આ એક વાત ધ્યાનમાં રાખવા લાયક છે, કે તેમાં વિધાયક (કાયદા કરવાની) તથા પ્રવર્તક (કાયદાનો અમલ કરવાની) સત્તા એકજ મંડળીને સોંપેલી છે. સરકારી નોકરીના કામદારોમાં પણ એજ તત્વ જોવામાં આવે છે; એકનેએકજ અમલદારને રેવન્યુનું, માજીસ્ત્રેટનું, તથા ન્યાયાધિશનું કામ સોંપેલું હોય છે. ઇગ્લાંન્ડના રાજ્યબંધારણમાં ન્યાયકારક તથા વિધાયક કામો પ્રવર્તક કામોથી તદન જુદાં રાખવામાં આવે છે. એટલે ન્યાય કરનારા અથવા કાયદા કરનારા માણુસ અથવા મંડળીના હાથમાં, કાયદાનો અથવા ન્યાયાધીશના ફેંસલાનો અમલ કરવાનું કામ બીલકુલ હોતું નથી; તેથી લોકોને હમેશાં અજાએબી પેદા થાય છે, અને તત્વજ્ઞાનિઓ અથવા મુસદ્દીઓ ઇંગ્લાન્ડના રાજ્યધોરણનાં હમેશાં વખાણ કર્યા કરે છે; જોકે સાધારણ વિચાર કરતાં, આ બે સત્તા એકના હાથમાં હોય, તે વાત રાજ્યબંધારણના તત્વોથી ઘણી વિરૂદ્ધ લાગે છે, અને બ્રિટિશ ઈન્ડિઆની રાજ્યપદ્ધતિમાં તે બે સત્તાઓ જોડી દીધી છે, તોપણ ખાસો ધમધોકાર રાજ્યવહિવટ ચાલે છે. કૈસરે-હિન્દ, હિન્દુસ્થાનના રાજ્યમંત્રી, હિંદુસ્થાનની જૂદી જૂ-

દી કાઉન્સીલો, અને પાર્લમેન્ટ્—આ બધા એક બીજાની સાથે એવાં જોડાયલાં છે, કે હિંદુસ્થાનના મુલકી કારભારની દરેક શાખા બીજીને ટેકો આપે છે, તેને અથવા બીજીથી ટેકો મેળવે છે; તેમજ બીજીને દાબમાં રાખે છે, અથવા તેનાથી દબાઇ રહે છે.

આ કાઉન્સીલોના લોકપ્રતિનિધિતત્વના સંબંધમાં તથા બીજી બાબતોમાં ઘણો સુધારો થઇ શકે તેમ છે.

પાર્લમેન્ટના સભાસદોને વાક્ સ્વાતંત્ર્ય (ભાષણની છુટ) છે, અને પાર્લમેન્ટમાં ચાલતા કામ સંબંધી વાદવિવાદમાં કરેલા ભાષણને માટે પાર્લમેન્ટની બહાર કોઇ પણ કોરટમાં કામ ચાલે નહિ, અથવા તે વિષે વાંધો લેવાય નહિ. આવી બાબતમાં ગુનેહગારને સજા કરવાનો હક્ક પાર્લમેન્ટને છે; અને તેમ તે વારંવાર કરે છે પણ ખરી; એજ ધારો હિંદુસ્થાનની કોન્સીલોના મેમ્બરોને લાગુ પડે છે. વળી કૌન્સીલના મેમ્બરને દીવાની સમન્સ ઉપરથી પકડાય નહિ, એવો તેઓને હક છે. જ્યારે કોઈ પણ કાયદો અધિક મતથી પસાર થાય, ત્યારે જે મેમ્બરને તે કાયદો પસંદ નહિ હોય, તે કૌન્સીલની મંજુરી લેઇને, નોંધબુકમાં પોતાનો વિરૂદ્ધ અભિપ્રાય લખી શકે, એવું ધારામાં છે.

પાર્લમેન્ટની પેઠે આપણી કાઉન્સીલોમાં પણ બંધબારણે વાદવિવાદ ચાલે છે, ગવર્નરના અથવા ગવર્નર—જનરલના હુકમ સિવાય લોકોને ત્યાં હાજર રહેવા દેતા નથી.

પાર્લમેન્ટની બંને સભામાં કોઇ પણ મેમ્બરના હુકમથી જઈ શકાય.

કૌન્સિલ આગળ જે બીલ (કાયદો પસાર થતાં પહેલાં તેના ખરડાને બીલ કહે છે) દાખલ થયું હોય, અથવા દાખલ થવાનું હોય, તેના સંબંધમાં અરજી કરવાનો લોકોને હક છે. રાજ્યબંધારણમાં આ હક ઘણો કીમતી ગણાય છે, આથી લોકો રાજ્યકારભારમાં મન ઘાલતાં શીખે; પણ, હિંદુસ્થાનના લોકો આ હકનો ભાગ્યેજ ઉપયોગ કરે છે.

કૌન્સિલ આગળ કાયદા ઉપર ચરચા થાય, તે પહેલાં લોકોની જાણને માટે તે પ્રસિદ્ધ કરવો જોઇએ.

કાયદો પ્રસિદ્ધ થયો, એટલે તેથી બરોબર વાકેફ થવું, તે લોકોનું કામ છે. ઇંગ્લાન્ડની પાર્લમેન્ટનો કાયદો પ્રસિદ્ધ કરવામાં આવતો નથી, પણ ફકત રાજ્યના દફતરમાં તેને દાખલ કરી રાખે છે; કેમકે, ઇંગ્લાન્ડનો દરેક આદમી કાયદો બનાવવામાં તથા પસાર કરવામાં પોતાના પ્રતિનિધિ મારફતે પાર્લમેન્ટમાં હાજર હોય છે, તેથી તેમાં તે પક્ષકાર છે, એવું કાયદાનું મત છે.

મુંબઇની વિધાયક (કાયદા કરનારી) કૌન્સિલના કાયદાને ગુવર્નર–જનરલની મંજુરી મળે, એટલે મુંબાઇના સરકારી ગેઝેટમાં કૌન્સિલના સેક્રેટરીની સહીથી તે પ્રસિદ્ધ કરવો જોઇએ. વળી, આપણા બધા કાયદા ઇંગ્લાન્ડમાં

आमनी सभाना હુકમથી છાપીને પ્રસિદ્ધ કરવામાં આવે છે.

કૌન્સિલોના દરજ્જામાં છેલ્લી, પણ આપણા ઘરના છેક ઉમરાની પાસે, તથા આપણા નજીકના વહાલા હકને લગતી, लोकल्बोर्डो—એટલે म्युनिसिपल्, दिस्त्रिक्ट અને तालुका बोर्डो—છે. તે માજી વાઇસરાય लोर्ड् रिपन्-ના દયાળુ અમલ નીચે સ્થાપવામાં આવી. આ बोर्डोनी સ્થાપના દહાડે દહાડે ફેલાતા પશ્ચિમાત્ય જ્ઞાનના પ્રકાશમાં લોકોને રાજદ્વારી કામ કરતાં શીખાડવામાં પેહેલું પગલું છે. આ संस्थाઓમાં હિંદુસ્થાનના લોકોની હાલ પરીક્ષા થાય છે, અને આ નાની बोर्डोમાં હિંદુસ્થાનના લોકો જે ફતેહ મેળવશે, તે ઉપરથી ઉંચા દરજ્જાના હકોને માટે તેઓ કેટલે સુધી લાયક છે, તેનું ધોરણ બંધાશે. રાજ્યકારભારની જુદી જુદી મોટી કૌન્સિલોની પદ્ધતિ ઉપરજ આ संस्थाઓની રચના કરી છે. તેઓની રચના સ્થાનિક હકીકતને અનુકૂળ રાખી છે. દયાળુ સરકારની ધારણા એવી છે કે, રાજદ્વારી કામો ઉપર લોકોનું ધ્યાન ખેંચવું, રાજ્યની મોટી કૌન્સિલોમાં રાજકારભારનાં કામો કરવાની કળાના પહેલા પાઠ લોકોને શીખવવા—એટલે, ખાનગી ફાયદા કયા અને સાર્વજનિક ફાયદા કયા, તે ઓળખીને સાર્વજનિક ફાયદા સાચવવામાં લોકો મહેનત કરતાં શીખે; ખરો परमार्थ (જીંદગીનું સાર્થક) સાર્વજનિક ફાયદો સાચવવામાં રહેલું છે,

એમ સમજે; અને તે કામે જે કષ્ટ થાય, તથા વખત રોકાય, તે નકામો જાય છે, એમ નહી માને. આ बोर्डो આગળ કામ ચલાવવાની રીત, તથા મેમ્બરોના હક તથા જવાબદારીઓ, ઘણી ખરી, રાજ્યની મોટી કૌન્સિલોના જેવીજ છે.



## પ્રકરણ ૪ થું.

### મુલકી કારભાર તથા કાયદાનો અમલ કરવાની સત્તા.

મુંબઈ અને મદ્રસ ઇલાકામાં એકેક गवर्नेर તથા તેની કૌન્સિલથી રાજકારભાર ચાલે છે. બંગલામાં लेफटेनेन्ट-गवर्नेर અને તેની विधायक કૌન્સિલ છે. વાયવ્ય પ્રાંતમાં તથા પંજાબમાં लफूटनन्ट-गवर्नेर છે, પણ તેઓને કૌન્સિલો નથી; તેથી તેઓને માટે सुप्रीम (ગવર્નર-જનરલની) કૌન્સિલમાં કાયદાઓ ઘડવામાં આવે છે. બ્રહ્મદેશ, મધ્યપ્રાંત, આસામ, અજમેર, વરાડ, અને કુર્ગ चीफ् कामिशनरने તાબે છે; તેઓને પ્રવર્તક (કાયદાનો અમલ કરવાની) બાબતોમાં સંપૂર્ણ સત્તા છે, પણ વિધાયક સત્તા નથી. लैफूनेन्ट-गवर्नेरोना તથા चीफ् कामिशन्रोना હોદ્દાને सनंदी नोकरोमांथी ચુંટી કાઢી, નીમવામાં આવે છે.

સન ૧૮૨૭ ની પેહેલાં જૂદીજૂદી વિધાયક મંડળી-ઓએ ઘડેલા કાયદા તથા ધારાને **रेग्युलेशन** કહેતા હતા; અને હિંદુસ્થાનના કેટલાએક ભાગોમાં તે રેગ્યુલેશન અ-થવા કાયદાઓનો અમલ નહિ કરવો, એવું તે વખતે ઠરા-વ્યું હતું, અને હાલ પણ તેમજ ચાલે છે. આવા ભાગોને **नान्-रेग्युलेशन** પ્રાંતો કહે છે.

**नान्-रेग्युलेशन** પ્રાંતોમાં રેવન્યુ એકઠીકરવામાં તથા દીવાની બાબતોમાં ન્યાય આપવામાં, અમલદારોની મરજી ઉપર ઘણું સોંપેલું હોય છે; તેઓ રેગ્યુલેશન, આ-કટ, અથવા કાયદાનો બરોબર અમલ કરવા બંધાએલા હો-તા નથી; જ્યારે સ્થાનિક અડચણો માલમ પડે, ત્યારે કામ ચલાવવાના સખત ધારાઓ એક બાજુએ મુકી દેવામાં આવે છે; અને પ્રવર્તક તથા ન્યાયસંબંધી કામો એકજ અમલદારના હાથમાં હોય છે. નૉન-રેગ્યુલેશન પ્રાંતોમાં માત્ર સીવિલ સરવન્ટો (સનંદી નોકરો)માંથીજ અમલદારો નીમવા, એવો ધારો રાખ્યો નથીં; તેથી વગર સનંદી નો-કરો તથા લશ્કરી અમલદારો ઘણાએક નીમવામાં આવે છે; કારણ કે, તે પ્રાંતો સુધારામાં પાછળ રહેલાં છે.

નૉન્ રેગ્યુલેશન પ્રાંતના વિભાગ કરીને જીલ્લા (ડી-સ્ટ્રીક) બનાવેલા છે; દરેક જીલ્લો ડેપ્યુટી કમિશનરના તાબામાં હોય છે. નૉન-રેગ્યુલેશન પ્રાંતમાં મોટામાં મોટા અમલદા-રને ચીફ કમિશનર કહે છે; તથા તેના હાથનિચેના મોટા-માં મોટા પ્રવર્તક અમલદારને ડેપ્યુટી-કમિશનર કહે છે.

જ્યારે ઉપરી અમલદાર डेप्युटी-कमिशनरना હોદ્દાથી ઓ-ળખાતો હોય, ત્યારે તે નૉન-રેગ્યુલેશન પ્રાંત છે, એમ સમજવું.

નૉન-રેગ્યુલેશન તથા રેગ્યુલેશન પ્રાંતમાં રાજકારભા-રનો પાયો જીલ્લા ઉપર માંડેલો હોય છે. જીલ્લાના અમલ-દારને कलेकटर-माजीस्ट्रेट અથવા डेप्युटी कमिशनर કહે છે; તે પોતાના આખા જીલ્લાને માટે જવાબદાર હોય છે. कलेकटर—माजीस्ट्रेट રેવન્યુ અમલદાર છે જમીનની તથા બીજી રેવન્યુ ઉઘરાવવી, એ તેનું કામછે; વળી રેવન્યુ ત-થા ફોજદારી બાબતોમાં તેને ન્યાયાધીશનો પણ અધિકાર છે.

પોલીસ, તુરંગ, કેળવણી, મ્યુનીસીપાલીટીઓ, સ્થા-નિક બોર્ડો, રસ્તાઓ, આરોગ્યતા, દવાખાનાં, સ્થાનિક કર તથા રેવન્યુની ઉઘરાણી—આટલાં તો તેનાં ઘણાં કામોમાં-થી ફક્ત મુખ્ય મુખ્ય છે. દેશીઓની સંસારી બાબતોથી તે વાકેફ હોવો જોઈએ, એટલુંજ નહિ, પણ વગડાની દરેક કુદરતી રચના પણ તેણે જાણવી જાઇએ. હિંદુસ્થાનના રાજકારભાર રૂપી આખા યંત્રનાં સારાં કે નરસાં પરિ-ણામ નીવડે, તે જીલ્લાના અમલદારની વર્તણુક તથા ડહા-પણ ઉપર આધાર રાખે છે. ઇંગ્લાન્ડમાં હોમ સેક્રેટરીને (સ્વદેશ ખાતાના રાજમંત્રીને) જેટલું કામ કરવું પડે છે, તેના કરતાં પણ જીલ્લાના અમલદારને વધારે કામ હોય છે, જોકે કાયદાના બંધારણવાળી સરકારનો તે અમલદાર છે, તોપણ વહિવટમાં રૈયતનાં માબાપ મનાયલા રાજાના હો-

થમાં રૈયતનો નફો નુકસાન કરવાની જેવી સત્તા હોય છે, તેવી સઘળી સત્તા કલેક્ટરના હાથમાં છે.

બ્રિટિશ ઈન્ડિયામાં કુલ ૨૩૫ જીલ્લા છે. કેટલાક જીલ્લા મળીને डिव्हिजन (भाग) કર્યા છે; તે કમિશનરના તાબામાં હોયછે. મદ્રાસ ઇલાકાના भाग કર્યા નથી.

દેખરેખ રાખવામાં સગવડ પડે, એટલા માટે ઇલાકાના ભાગ કરવામાં આવે છે; અને કમીશનર તે ફક્ત કલેક્ટરો ઉપર દેખરેખ રાખનારોછે. વળી મુંબાઇ તથા મદ્રાસ ઇલાકામાં જીલ્લામાં તાલુકા કર્યા છે; બંગાળામાં તેને सब-डिव्हिजन (पेटाभाग કહે છે; અને ઉત્તર હિંદુસ્થાનમાં તેને तहशील એવું નામ છે. રેવન્યુ ખાતાની ગોઠવણનો આધાર તાલુકા ઉપર છે. પોલીસ ખાતાની રચનામાં थाणाथी શરૂઆત થાય છે.

## પોલીસ.

સન ૧૮૮૧ માં બ્રિટિશ ઇંડિયામાં બધી જાતની रेग्युलर (કાયદાને અનુસરતી તથા કવાયત જાણનારી) પોલીસના અમલદારો તથા સિપાઇઓની સંખ્યા ૧,૪૫,૪૨૧ હતી; એટલે ૭ ચોરસ માઈલે, અથવા ૧૩૬૯ માણસની વસ્તીએ, એક પોલીસનો સિપાઈ, એવું પ્રમાણ આવે છે. એનું ખર્ચ ૧૩,૭૮,૧૪૩ પૌન્ડ થયું; એટલે દેશમા દરેક ચોરસ માઇલે ૨ પૌન્ડ, ૧૫ શિલિંગ અથવા દરેક માણુસે ૩ પેન્સનું ખર્ચ થયું. કેટલાએક ભાગોમાં ગામ-

વાળીએજ પોલીસ તરીકે ગામનું રક્ષણ કરવું, એવી તેઓને માથે ફરજ પાડેલી છે; એટલે સરકારી તિજોરી-માંથી કાંઇપણ પગાર આપ્યા વિના એટલા પોલીસ સિપાઇઓ નોકરીમાં છે, એમ કહેવાય.

સને ૧૮૮૧ માં મુંબાઇ ઇલાકાની પોલીશની સં-ખ્યા ૧૯,૬૩૩ હતી; એમાં મુંબાઇ શહેરની પોલીસની સંખ્યા ૧૪૨૪ હતી, તેટલી ઉમેરવી જોઈએ.

સ્થાનિક સરકારના તાબામાં પોલીસ સિપાઇઓ અ-ને અમલદારો મળીને જે સંખ્યા થાય, તે **पोलीस-फोर्स** (પોલીસનું લશ્કર) કહેવાય છે, આખા ઇલાકાની **पोलीस-फोर्सनी** દેખરેખ સ્થાનિક સરકારના હાથમાં હોય છે; તથા તેનો બંદોબસ્ત પોલીસના **इन्स्पेकटर-जनरल** અને **डप्युटी** તથા **आसिस्टंट इन्स्पेकटर जनरलना** હાથમાં હોય છે.

બધા ઉપર દાબ રાખવો, તથા દેખરેખ અને કવા-યત બરોબર રાખવી, એટલુંજ એ ખાતાનું કામ છે. **डिस्त्रिक्ट माजीस्त्रेटनी** હદમાં પોલીસ-ફોર્સનો બંદોબસ્ત પો-લીસના **डिस्ट्रीक सुपरीनूटेन्डेन्टना** હાથમાં હોયછે. જીલ્લાનો માજીસ્ત્રેટ પોતાની હદમાં સ્થાનિક સરકારની સત્તા ધરાવે છે, તેથી પોલીસના સાધારણ કામ અને બંદોબસ્ત રાખવાનો તેને અધિકાર હોય છે. તે પોતાના જીલ્લાની પોલીસનો ઉપરી અમલદારછે, તથા તે **भागना कामिशनरने** તે જવાબદાર રહે છે. કમીશનરને જીલ્લાનો કારભાર તથા ફોજદારી ન્યાયની બાબ-તામાં તેતે જીલ્લાના માજીસ્ત્રેટ ઉપર દેખરેખ રાખવાની સત્તાછે.

# પ્રકરણ ૫ મું.

## રેવિન્યુ.

લૉર્ડ મેયો હિન્દુસ્થાનનો વાઇસરૉય અથવા ગવર્નર જનરલ થયો, તે પહેલાં સ્થાનિક સરકારે પોતપોતાના પ્રાંતોનો કારભાર ચલાવવામાં કેટલો ખરચ કરવો, તે બાબતની તેમને કાંઈ પણ મુખત્યારી આપી નહોતી; અને તેથીજ ખરચની બાબતમાં તેઓને માથે કંઇ પણ જવાબદારી નહોતી. દરેક બાબત વડી સરકારના હાથમાં રાખવા સારૂ સખત ધારા કર્યા હતા. આખા હિંદુસ્તાનની ઉપજ એક સાધારણ ત્રીજોરીમાં એકઠી કરવામાં આવતી. લોર્ડ મેયોએ એવો ઠરાવ કીધો કે, સ્થાનિક સરકારોએ ખર્ચમાં કરકસર કરવી, સ્થાનિક ખરચ ચલાવવાને માટે ઉપજની કેટલીક રકમો તેમને હવાલે કરવી, અને સ્થાનિક કારભાર ચલાવવાની જવાબદારી તેઓને માથે રાખવી.

લશ્કરનું ખરચ માત્ર તેમને હવાલે કર્યું નહતું. આખા હિંદુસ્થાનનું લશ્કર એક ગણાય છે; તેથી તે ખાતું વાઇસરાયે પોતાના હાથમાં રાખ્યું. લસ્કર શિવાય બાકીનું બધું ખર્ચ ચલાવવાને માટે વૅરસની અમુક રકમ સ્થાનિક સરકારને હવાલે કરવામાં આવે છે. આ વાર્ષિક રકમ આપવાથી કેદખાનાં, પોલીસ, કેળવણી, રજીસ્ટર ખાતું, દવાખાનાં, છપામણી, રસ્તા, અને મુલકી (લસ્કરી નહિ) ઇમારતો—આટલાનો ખરચ સ્થાનિક સરકારને સોંપવામાં આવ્યો.

હિંદુસ્થાન સરકારનાં ઉપજનાં તથા ખરચનાં ક્યાં ક્યાં ખાતાં છે, તે નિચેનાં બે પત્રકો ઉપરથી જાણવામાં આવશેઃ—

# પત્રક ૧ લું.

## સન ૧૮૮૨–૮૩ની બ્રિટિશ ઇન્ડિયાની કુલ ઉપજ.

| | | |
|---|---|---|
| ૧. | જમીનની ઉપજ........................ | પૈ.૨૧૮૭૬૦૪૭ |
| ૨. | અફીણ.............................. | ૯૪,૯૯,૫૯૪ |
| ૩. | મીઠું.............................. | ૬૧,૭૭,૭૮૧ |
| ૪. | સ્ટેમ્પ્સ............................ | ૩૩,૭૯,૬૮૧ |
| ૫. | આપકારી............................ | ૩૬,૦૯,૫૬૧ |
| ૬. | કસ્તમ્સ............................ | ૧૨,૯૬,૧૧૯ |
| ૭. | સ્થાનિક સરકારી કર................... | ૨૬,૮૩,૦૧૫ |
| ૮. | આસેસ્ડ ટેક્સીઝ (લોકલફંડ વીગેરે)... | ૫,૧૭,૮૧૧ |
| ૯. | જંગલ.............................. | ૯,૩૮,૨૨૮ |
| ૧૦. | રજીસ્ટ્રેશન........................ | ૨,૮૫,૮૨૯ |
| ૧૧. | દેશી રાજ્યો પાસેથી ખંડણી............ | ૬,૮૯,૯૪૫ |
| ૧૨. | ટપાલખાતું.......................... | ૯,૭૭,૭૯૭ |
| ૧૩. | તારખાતું........................... | ૫,૪૫,૩૧૫ |
| ૧૪. | ટંકશાળ............................ | ૧,૮૫,૮૮૨ |
| ૧૫. | કાયદા અને ન્યાય..................... | ૬,૫૬,૯૩૪ |
| ૧૬. | પોલીસ............................ | ૨,૨૭,૬૪૨ |
| ૧૭. | દરિયાઇ............................ | ૨,૨૨,૪૨૨ |
| ૧૮. | કેળવણી............................ | ૧,૯૮,૫૫૮ |
| ૧૯. | વૈદકખાતું.......................... | ૫૬,૦૧૦ |
| ૨૦. | શાસ્ત્રીય અને બીજાં નાનાં ખાતાં.... | ૭૫,૬૮૦ |
| ૨૧. | વ્યાજ............................. | ૬,૯૩,૮૬૪ |
| ૨૨. | સરકારી તથા જામીનગીરીની રેલવે... | ૧,૦૮,૨૯,૬૬૧ |

| | | |
|---|---|---|
| ૨૩. | ખેતીવાડીને પાણી પુરૂં પાડવાની તથા વહાણ ચલાવવાની નેહેરોનું ખાતું....... | ૧૩,૯૪,૪૩૯ |
| ૨૪. | ઉપજ નહી થાય એવાં જાહેર બાંધ કામો.. | ૮,૩૦,૫૮૨ |
| ૨૫. | લશ્કરી............................ | ૧૫,૯૨,૧૮૩ |
| ૨૬. | અશક્ત નોકરો સંબંધી ફંડ......... | ૩,૦૫,૨૬૦ |
| ૨૭. | લખવાનો સામન તથા છપામણી..... | ૫૭,૮૫૮ |
| ૨૮. | પરચુરણ......................... | ૩,૨૧,૫૩૩ |
| | કુલ ઉપજ.......... | ૭,૦૧,૨૫,૨૩૧ |

# પત્રક ૨ જું.

## સન ૧૮૮૨–૮૩ નું બ્રિટિશ ઇન્ડિયાનું કુલ ખરચ.

| | | |
|---|---|---|
| ૧. | જમીનની ઉપજ.................. | પૈ. ૩૦,૪૨,૪૯૧ |
| ૨. | અફીણ.......................... | ૨૨,૮૨,૮૧૬ |
| ૩. | મીઠું.......................... | ૪,૪૯,૦૩૦ |
| ૪. | સ્ટેંપ્સ. ........................ | ૧,૨૩,૩૯૮ |
| ૫. | આબકારી ...................... | ૯૪,૪૩૧ |
| ૬. | કસ્ટમ્સ......................... | ૧,૫૪,૯૮૨ |
| ૭. | સ્થાનિક સરકારી કર............ | ૫૩,૪૫૫ |
| ૮. | અસેસ્ડ ટેક્સીઝ (લોકલફંડ વિગેરે).. | ૧૨,૮૫૩ |
| ૯. | જંગલ.......................... | ૫,૬૭,૩૧૮ |
| ૧૦. | રજીસ્ટ્રેશન...................... | ૧,૮૪,૫૦૧ |
| ૧૧. | ટપાલખાતું...................... | ૧૧,૯૪,૦૧૦ |
| ૧૨. | તારખાતું........................ | ૬,૨૫,૨૭૯ |
| ૧૩. | ટંકશાળ......................... | ૮૯,૨૮૦ |
| ૧૪. | સાધારણ રાજકારભાર............ | ૧૫,૬૩,૮૮૨ |
| ૧૫. | કાયદા અને ન્યાય................ | ૩૨,૫૫,૦૭૧ |
| ૧૬. | પોલીસ.......................... | ૨૬,૪૨,૮૯૨ |
| ૧૭. | દરિયાઈ......................... | ૪,૯૦,૨૦૦ |
| ૧૮. | કેળવણી......................... | ૧૧,૪૫,૯૭૦ |
| ૧૯. | ખ્રીસ્તી ધર્મ ખાતું................ | ૧,૬૧,૪૭૭ |
| ૨૦. | વૈદ્યકખાતું....................... | ૬,૯૨,૮૭૨ |
| ૨૧. | રાજદ્વારી........................ | ૫,૧૩,૭૯૧ |
| ૨૨. | શાસ્ત્રીય અને બીજાં નાનાં ખાતાં.... | ૪,૮૧,૮૧૬ |

| | | |
|---|---|---|
| ૨૩. | દુકાળ નિવારણાર્થે મદદ તથા વીમાનું ફંડ. | ૧૫,૦૦,૦૦૦ |
| ૨૪. | જાગીરદારો તથા રાજદ્વારી પુરૂષોનાં પેન્શન........................... | ૬,૮૫,૭૬૧ |
| ૨૫. | મુલકી નોકરોને પરદેશ જવાને તથા ગેરહાજરીનું ભથ્થું.................. | ૨,૧૧,૯૦૮ |
| ૨૬. | અશક્ત નોકરોને આપેલું ભથ્થું તથા પેન્શન........................... | ૨૨,૦૩,૭૭૧ |
| ૨૭. | લખવાનો સામાન તથા છપામણી... | ૫,૦૭,૫૭૩ |
| ૨૮. | ઉપજવાળાં જાહેર બાંધ કામનાં ભંડોળ, વ્યાજ વિગેરેની રકમ તથા તે ચાલુ રાખવાનું ખરચ.............. | ૧,૧૭,૪૧,૭૪૭ |
| ૨૯. | ઉપજ નહિ થાય એવાં જાહેર બાંધ કામો | ૭૧,૬૫,૭૪૭ |
| ૩૦. | લશ્કરી........................... | ૧,૭૪.૪૦,૨૫૦ |
| ૩૧. | વ્યાજ........................... | ૪૪,૬૮,૧૩૨ |
| ૩૨. | પાછી આપેલી તથા ઉપાડવા દીધેલી રકમો........................... | ૩,૧૬,૬૦૬ |
| ૩૩. | બક્ષીસ આપેલી તથા નુકસાન ભરી આપેલી રકમો........................ | ૧૧,૯૫,૦૮૭ |
| ૩૪. | વટાવ........................... | ૩૦,૮૧,૪૩૩ |
| ૩૫. | પરચુરણ........................... | ૨,૮૧,૩૯૪ |
| | કુલ ખરચ...... | ૭,૦૬,૨૧,૨૨૪ |
| | સ્થાનિક તસલમાત ખાતે બાદ... | ૧૨,૦૨,૬૨૯ |
| | ચોખ્ખું ખર્ચ........... | ૬,૯૪.૧૮,૫૯૫ |

હિંદુસ્થાનની સરકારના ઉપજખાતામાં जमीननुं ખાતું બહુ ઉપજવાળું છે. સરકારે ખેતી વાડીનું ખાતું સ્થાપન કર્યું છે. આખા હિંદુસ્તાનમાં ૬૩૧ ડેપ્યુટી કલેકટરો તથા એકસ્ટ્રા આસિસ્ટન્ટ કલેકટરો અને ૮૯૩ તહસીલદાર, મામલતદાર, સબ્ ડેપ્યુટી મુખત્યાકાર, માયૌક, વિગેરે લેન્ડ રેવિન્યુ ખાતામાં નોકરીનું કામ કરે છે.

મુંબાઈ ઇલાકામાં લેન્ડ રેવિન્યુ ઉઘરાવવામાં નિચે લખેલા અમલદારો છેઃ—

૧. ઉત્તર, દક્ષિણ, અને મધ્ય ભાગના રેવિન્યુ કમીશનરો.
૨. જીલ્લાના કલેકટરો.
૩. તાલુકાના મામલતદારો.
૪. મહાલ, અથવા પેટામાં મુખત્યારકારો અને મહાલ કારીઓ,
૫. અને ગામડામાં પટેલો.

સન ૧૮૭૯ ના પાંચમા કાયદા લેન્ડ રેવિન્યુ કોડ ઉપરથી લેન્ડરેવિન્યુ ખાતાની રચના કરી છે.

જમીનની ઉપજ ઉપર મુખ્ય સત્તા રેવિન્યુ કમિશનરને સોંપી છે. ઇલાકાનો જે ભાગ કમિશનરને તાબે હોય છે તેને भाग (डीविझन) કહે છે. ડીવીઝનના વિભાગ કરીને જીલ્લા કર્યા છે, અને જીલ્લાના તાલુકા; અને કટલેક ઠેકાણે તાલુકાના થોડાં ગામડાં મળીને મહાલ

કર્યા છે. દરેક જીલ્લામાં ઉપરી કલેકટર, તેના આસિટન્ટ અને ડેપ્યુટી હોય છે. તાલુકામાં મુખ્ય અમલદાર મામલતદાર કે મુખત્યારકાર હોયછે. મહાલના ઉપરીને મહાલકારી કહે છે. ગામડાઓમાં રેવિન્યુની બાબતમાં મુખ્ય અમલદાર પટેલ હોય છે. તેનો હોદો ઘણું કરીને વંશપરંપરાથી ચાલતો આવેછે.

ગામડાના મેહેતાને તલાટી અથવા કુલકરણી કહે છે; તે સાધારણ સરકારી નોકર હોય છે; પટેલ, અથવા ઉપરી રેવિન્યુ અથવા પોલીસ અમલદાર કહે, ત્યારે ગામડા સંબંધી હરકોઇ બાબતનું લખાણ તૈયાર કરવું, તે તલાટીનું કામ છે.

લેન્ડટેકસ (જમીનનો વેરો) લેન્ડ–સેટલમેન્ટ ખાતા તરફથી નક્કી કરવામાં આવે છે. જમીનમાંથી કેટલી પેદાશ થાય તે નક્કી કરવાનું કામ એ આ ખાતાનું છે. પેહેલ વહેલાં, સરવે (માપણી) ખાતા તરફથી દરેક ગામડાનું તથા દરેક ખેતરનું ક્ષેત્રફળ માપવામાં આવે છે. પછી, જમીન કેવા પ્રકારની છે, તેમાં પાક કેવી જાતનો થાય, પાણી લેવાની સગવડ કેવી છે, ત્યાંથી બીજે ઠેકાણે મોકલવાના માર્ગ કેવા છે, તેમાં સુધારો થવાનો કેટલો સંભવ છે, તથા જમીનની અને તેના પાકની કીંમત ઓછી વત્તી થવાને લગતી બીજી કઇ કઇ બાબતો છે, એ બધાની અટકળ સેટલમેન્ટ ખાતા તરફથી કરવામાં આવે છે. દરેક ગામડા તરફથી કેટલી રકમ મળવી જોઈએ, તે સરકાર નક્કી કરે છે; અને ઉપલી બીનાઓ ધ્યાનમાં લેઇને, સેટલ્મેન્ટ ખાતાનો અમલદાર

દરેક ગામડાની ખેડવા લાયક જમીન ઉપર તે રકમના તે લોકને વિભાગ કરી આપે છે.

હિંદુસ્તાનમાં લેન્ડ-સેટલમેન્ટની (જમીનનો વેરો નક્કી કરવાની) ત્રણ રીતિ ચાલે છે:—(૧) જમીનદારી અથવા કાયમ વેરો, બંગાળામાં; (૨) રૈયતવારી, મદ્રાસમાં; (૩) સરવે–ટેન્યુઅર મુંબાઈ ઈલાકામાં. જમીનદાર ભાડા તરીકે હમેશને માટે નક્કી કરેલી રકમ સરકારને આપે છે. ખેડુતો પાસેથી તે કર ઉઘરાવે છે, તોપણ તે પોતે જમીનનો માલીક હોય છે. રૈયતવારી પદ્ધતિમાં દરેક ખેડુત પાસેથી સરકાર જમીનવેરો ઉઘરાવે છે. જમીનની માપણી તથા દરેક ખેડુત પાસેથી સરકારે કેટલું લેવું, તે જૂદાં જૂદાં ખાતાં તરફથી નકી કરવામાં આવે છે. એવી રીતે નક્કી કરેલા દર ત્રીશ વરસ સુધી ચાલે છે; દરેક રૈયતે જે આપવું જોઈએ તેમાં કેટલો વધારો કરવો અથવા કેટલી માફી આપવી, તે નક્કી કરવાને માટે દરેક વરસે જે તપાસ કલેકટર કરે છે, તેને જમાબંધી કહે છે; તે વખતે ચાલતી મોસમમાં રૈયતે કેટલું આપવું, તે કલેકટર નક્કી કરે છે. મદ્રાસના કરતાં મુંબઈ ઇલાકાની પદ્ધતિ જુદી છે, તેને ફીલ્ડ–સરવે (ખેતર માપણી). કહે છે. દરેક खेतर માપીને તેની જમીન તથા ઉપજના પ્રમાણ ઉપરથી જમીન વેરો નક્કી કરવામાં આવે છે. વીસ એકરનું ક્ષેત્ર લેઇને તેને એક આખું ખેતર ગણે છે; એનાથી નાના વિભાગ સરકાર કબુલ રાખતી ન-

થી; અને પ્રત્યક્ષ જેના તાબામાં તે જમીન હોય, તેજ માણસ રેવન્યુ–કાયદા પ્રમાણે જવાબદાર છે. સેટલમેન્ટની મુદત સુધી તે માણસને કેટલું આપવું પડે, તથા સરકારને કેટ-લું મળે, તે નક્કી કરેલું હોય છે. મુંબાઇ ઇલાકાની सरवे टेन्युअर ત્રીશ વરસ સુધી ચાલે છે. નક્કી કરેલી ઉપજ-માં વધઘટ કરવાની સત્તા મદ્રાસ ઇલાકામાં કલેકટરને છે, પણ અહિંઆના કલેકટરોને તેવી સત્તા નથી.

જમીન વેરાની ઉપલી ત્રણ મુખ્ય પદ્ધતિ ઉપરાંત खोती પદ્ધતિ કોંકણમાં ચાલે છે, અને वार्षिक सेटलमेन्ट આસામ તથા બ્રહ્મપુત્રા નદીના કાંઠા ઉપરના પ્રદેશમાં ચાલેછે. સરકારે નક્કી કરેલો વેરો ધણી પાસેથી ઉઘરાવીને, સર-કારી ત્રીજોરીમાં ભરવો, એટલુંજ खोतनुं કામ છે; તેના બદલામાં ઉઘરાવેલી રકમ ઉપર સરકાર અમુક ટકા તેને આપે છે; તથા ખેડુતો પોતાની પેદાશમાંથી અમુક ભાગ આપે છે, અને વરસમાં અમુક દિવસ તેની વેઠ કરે છે.

આસામની પદ્ધતિમાં ખેડેલી જમીનના વિભાગ ક-રીને મૌઝા એટલે જથ્થા પાડેલા છે. અને મૌઝાદાર ના-મનો સરકારી નોકર, કેટલી જમીન ખેડાઇ છે, તે નક્કી કરેછે; અને તે જમીન કેવી જાતની છે, તે જોઇને ખેતર ઉપર વેરો ઠરાવે છે. જમીન ઉપર ધણીની ખાનગી માલીકી ગ-ણાય, તથા સરકારી ઉપજ વખતસર આપવામાં આવે, એ-વી ગોઠવણ કરવા તરફ બ્રિટિશ અમલ નિચે યત્ન ચાલ્યા છે.

સન ૧૮૮૨–૮૩ માં બ્રિટિશ ઇન્ડિયામાં લેન્ડ રેવ-ન્યુની કુલ ઉપજ ૨,૧૮,૭૬,૦૬૭ પૌંડ થઇ; તે ઉઘરાવ-તાં ૩૦ લાખ પાઉન્ડનું ખરચ થયું. તેજ સાલમાં મુંબા-ઈ ઇલાકામાં ૨,૯૦,૨૧,૩૫૦ રૂપૈયા જમે થયા. સરકાર-ની માગણી કુલ પેદાશમાંથી સેંકરે સાત ટકા, અથવા ચો-ખ્ખે ચોખ્ખી પેદાશમાંથી એક–તૃતીયાંશથી એક દ્વિતીયાં-શ સુધી થાય છે.

હિંદુસ્થાન સરકારની ઉપજના બીજાં ખાતાં વિષે વધારે કહેવાની કંઇ જરૂર નથી.

સન ૧૮૮૨–૮૩ માં હિંદુસ્થાન સરકારની કુલ ઉ-પજ ૭,૦૧,૨૫,૨૩૧ પાઉન્ડ હતી.



## પ્રકરણ ૬ ઠું.

### ન્યાયનો વહિવટ.

મદ્રાસ, મુંબઈ તથા બંગાળા ઇલાકામાં તથા વાવ્ય પ્રાંતમાં હાઇકોર્ટો છે, તેમાં એક મુખ્ય ન્યાયાધિશ અને પાંચ બીજા ન્યાયાધીશો હોય છે. દિવાની તથા ફોજદારી-માં હાઇકોર્ટને સર્વોપરી સત્તા છે; પણ હાઇકોર્ટના ઠરાવ ઉપર ઇંગ્લાંડની પ્રીવિ કૌન્સીલની જ્યુડીશિયલ કમીટી આ-ગળ અપીલ થઈ શકે છે; તેનો ઠરાવ માત્ર આખરનો હો-ય છે. પંજાબમાં ચીફ કોર્ટ છે, તેમાં ત્રણ ન્યાયાધિશો છે.

મધ્ય પ્રાંતમાં અને અયોધ્યા પ્રાંતમાં જ્યુડીશિયલ કમિશનર હોય છે. બ્રહ્મ દેશમાં જ્યુડીશિયલ કમિશનર અને રિકોરડર છે. રિકોરડરના ઠરાવ ઉપર દિવાની બાબતમાં કલકત્તાની હાઇકોર્ટમાં અપીલ થાય છે. આસામને માટે કલકત્તાની હાઇકોર્ટને ન્યાયની બાબતમાં સર્વોપરી સત્તા છે; માત્ર ગારો, ખાસિયા, નાગ, જીન્તિઆ એવા ડુંગરાવાળા મુલકમાં આસામના ચીફ કમિશનરને જડજની સત્તા આપી છે; તેના દીવાની કે ફોજદારી ઠરાવ ઉપર અપીલ નથી. હિંદુસ્થાનની કોર્ટોમાં જે કાયદા ચાલે છે તેઃ—(૧) હિંદુસ્થાનની **सुप्रीम** તથા સ્થાનિક કાઉન્સીલોનો આકટ; (૨) ઈંગ્લાંડની પાર્લામેન્ટના હિંદુસ્થાનને લાગુ પડતા કાયદા, (૪) હિંદુના તથા મુસલમાનોના વારસાના અને સંસારી કાયદા, (૪) ગ્નાત જાતના રિવાજ.

મુંબઇની હાઈકોર્ટને દરિયાઇ બાબતમાં, નાદારોની બાબતમાં તથા ધર્મ સંબંધી બાબતમાં સત્તા છે. વળી, મુંબાઈ ઇલાકાની હદમાં ઉતરતા દરજ્જાની સઘળી કોરટોનાં કામ તપાસવાની તથા તેમાં બંદોબસ્ત રાખવાની હાઈકોર્ટને સત્તા છે. ઇલાકાના મુખ્ય શહેર સિવાય બીજે ઠેકાણે પોતાની કચેરી ભરવાનો હાઇકોર્ટને અખત્યાર છે; પણ તે અખત્યાર વાપરતા નથી. મુંબાઇ શહેરમાં નિચે લખેલી કોરટો છેઃ—(૧) હાઇકોર્ટ; (૨) પારસી ડાઈવોર્સ (છેડો છુટકો કરવાની) કોર્ટ; (૩) સ્મૅાલકોઝ કોર્ટ (૪) પ્રેઝીડે-

ન્સી માજીસ્ટ્રેટની કોર્ટ; (૫) લેન્ડ રેવન્યુ કોર્ટ; (૬) રેવિન્યુ જડજની કોર્ટ; (૭) પોલીસ કમિશનરની કોર્ટ, (૮) કલેકટરની કોર્ટ; (૯) કોરોનરની કોર્ટ, અને (૧૦) મરીન સરવેની કોર્ટ.

મુખ્ય શહેરની બહાર આ પ્રમાણે કોરટો છેઃ—(૧) જીલ્લાની સેશન કોર્ટ; (૨) પહેલા તથા બીજા વર્ગના સબોરડીનેટ જડજોની કોર્ટ; (૩) પહેલા, બીજા, અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટોની કોરટો; (૪) જીલ્લાની પારશી ડાઈવોર્સ કોર્ટ; (૫) સ્માલકોઝ કોર્ટ; (૬) કલેકટરની કોરટ; (૭) સિંધની દિવાની તથા ફોજદારી કોર્ટો; (૮) મામલતદારની કોરટ. (૯) જાગીરદારની કોરટ; (૧૦) એડનના રેસીડેન્ટની કોર્ટ; (૧૧) મીલિટરી કોર્ટ ઓફ રીકવેસ્ટ મીલિટરી બઝાર; મીલિટરી સ્મૉલકોઝ કોર્ટ, તથા કેન્ટોનમેન્ટ માજીસ્ટ્રેટની કોર્ટ: (૧૨) દક્ષણના ખેડુતોને મદદ કરવાને માટે કોરટ; (૧૩) કાઠિયાવાડની રાજસ્થાન કોર્ટ; (૧૪) જંગલ ખાતાના અમલદારની કોરટ; (૧૫) પુનામાં દક્ષણના સરદારોના એજન્ટની કોર્ટ (૧૬) વરાડના સોંપી દીધેલા પ્રાંતોની કોરટ, એના ફેંસલા ઉપર મુંબઇ હાઇ કોર્ટમાં અપીલ થતી નથી, પણ નિઝામના દરબારના રેઝીડન્ટ આગળ થાય છે.

મુંબાઇ ઈલાકામાં મુંબાઇની હાઇકોર્ટ સર્વોપરી છે. સઘળી ઉત્તરતા દરજ્જાની કોરટો તેના તાબામાં તથા તપાસ નિચે છે. પરંતુ મુંબાઇની કાયદા કાઉન્સીલ-

ના એક આક્ટને આધારે રેવિન્યુ-કોરટો ઉપરથી હાઈ કોર્ટની સત્તા લઇ લેવામાં આવી છે. દક્ષિણના સરદારોના એજન્ટની કોર્ટ તથા વરાડની કોરટો હાઈ કોર્ટના અખત્યાર બહાર છેજ.



## પ્રકરણ ૭ મું.

## ખ્રિસ્તિ ધર્મનું ખાતું.

હિંદુસ્તાન ઉપર રાજ કરનારી સત્તા ખ્રિસ્તિ ધર્મની છે; તેથી ખ્રિસ્તિ ધર્મના મત પ્રમાણે તેઓએ ધર્મની બાબતમાં બધા ધર્મને છુટ આપી છે. સને ૧૮૧૩ માં પાર્લામેન્ટે એક કાયદો કર્યો, તેથી લંડનના બિશપને કલકત્તામાં અને મદ્રાસમાં સ્થાપન કરેલી પાઠશાળાઓ ઉપર દેખરેખ રાખવાની સત્તા આપી. આ કાયદા પહેલાં હિંદુસ્થાનમાં સરકારનું ખ્રિસ્તિ ધર્મ ખાતું નહતું.

આ કાયદાથી આખા હિંદુસ્તાનને માટે એક બિશપ તથા દરેક ઇલાકાને માટે એકેક આર્કડીકન નીમવામાં આવ્યા. સન ૧૮૩૩ માં ઇસ્ટ ઇન્ડિયા કંપનીને ઈન્ડિયન ચાર્ટર નામની સનંદ પાર્લામેન્ટે આપી, તેમાં મદ્રાસ અને મુંબાઇને માટે બિશેપો નીમવાની સત્તા રાજાને આપી. કલકત્તા, મદ્રાસ અને મુંબાઈના બિશપો કાયદાની નજરમાં સ્વતંત્ર મંડળીઓ છે, તેથી જમીન મેળવવી અને તે કબજામાં રાખવી, એવા તેઓને હક છે. તે દરેક જણને પો-

તાની હદની અંદરના પ્રોટેસ્ટન્ટ મતના બધા પાદરીઓ ઉપર હુકમ ચલાવવાની સત્તા છે.

બિશપોના હાથ નીચે ચેપ્લેન હોય છે. હિંદુસ્તાનના ખ્રિસ્તિ ધર્મ ખાતાના પ્રોટેસ્ટન્ટ મતના જે ચેપલેનો છે, તેજ સરકારી નોકર છે; રોમન કેથોલીક પાદરીઓ સરકારી નોકર નથી, તેઓ સરકારના રોમન કેથોલીક પંથના સિપાઇઓને કામના છેં; એટલા માટે સરકાર તેઓને ફક્ત અમુક ઉચક રકમ આપે છે.

ઈંગ્લાંડમાં બિશપો પાર્લામેન્ટમાં બેસે છે. હિંદુસ્થાનના બિશપોને તેવા હક નથી એટલુંજ નહિ, પણ હિંદુસ્થાનની કૌન્સીલોમાં પણ બેસવાનો હક નથી. ખ્રિસ્તિ ધર્મના કોઇ પણ પંથને કેળવણી આપવાને માટે અથવા ઉપાસના કરવાના સ્થાનને મદદ આપવા માટે ગવર્નર જનરલ મહારાણીજીની મંજુરી મેળવીને, ગમે તે રકમ આપી શકે. જોકે કાયદામાં ખ્રિસ્તિઓનેજ એવી બક્ષિસો આપવાને માટે કહ્યું છે, તોપણ આગળના રાજાઓએ હિંદુસ્થાનના આખા મુલકના જુદા જુદા ધર્મોને જે બક્ષિસો કીધી છે, તે સરકારી તિજોરીમાંથી અપાય છે. તે બાબતમાં સન ૧૮૫૮ના ઝાહેરનામામાં નિચે પ્રમાણે કીધું છેઃ—

"ખ્રિસ્તિ ધર્મ ખરો છે, એવું અમે પકકું માનીએ છીએ, તથા મોટા ઉપકારથી એ ધર્મનું સુખ કબુલ કરીએ છીએ ખરા, પરંતુ અમારી કોઇપણ રૈયત પાસે અમારી ખાતરી પ્રમાણે મનાવવાનો હક પણ નથી રાખતા,

તેમ ઇચ્છા પણ નથી રાખતા. અમે સાફ કહીએ છીએ કે, ધર્મ સંબંધી આકીન તથા ધર્મ આચારના કારણથી કોઈપણ પ્રકારે પક્ષ રાખવામાં આવશે નહિ, કોઇને ઇજા અથવા પરિતાપ થવા દઈશું નહિ, એવી અમારી મરજી છે. સર્વને સરખી રીતે (વેહેરો વંચો કીધા વગર) ન્યાયનું નિષ્પક્ષપાત તથા બરોબર રક્ષણ મળશે; અને અમારા હાથ નીચેના અધિકારીઓને સ્પષ્ટ જણાવિયે છિયે કે, અમારી કોઇપણ રૈયત ગમે તેની પુજા કરતી હોય તથા ગમે તે ધર્મ માનતી હોય, પરંતુ તેમાં તમારે હાથ ઘાલવો નહિ, અગર ઘાલશો તો તમારા ઉપર અમારી ભારે ઇતરાજી થશે."

હિંદુસ્થાન સરકારે પોતાના યુરોપીઅન સિપાઈઓ, અને અમલદારોના ઉપયોગને માટે ખ્રિસ્તિ ધર્મ ખાતું રાખ્યું છે. તેનો વરસનો ખરચ ૧૬૦૦૦૦ પૌન્ડ છે. આ રકમમાંથી ૩૩૦૦૦૦ રૂપૈઆ મુંબાઇ ઈલાકાનાં ખરચાય છે. હિંદુસ્થાનમાં ૯ बिशप, ૮ आर्क डिकिन, ૨૪૨, चेपलेन, અને ૪ रजीस्त्रार છે; મુંબાઈ ઇલાકામાં બે बिशप બે આર્ક ડીકન, ૪૭ ચેપલેન, અને એક રજીસ્ટ્રાર છે. બિશપને મહિને ૨૦૦૦ રૂપૈઆ, આર્કડીકનને રૂ ૧૦૦૦, ચેપલેનને રૂ ૮૦૦ અને રજીસ્ટ્રારને રૂ ૧૫૦, એ પ્રમાણે મળે છે.



# પ્રકરણ ૮ મું.

## મુલકી તથા દરિયાઈ લશ્કર.

ઇંગ્લાંડના લશ્કર વિશે લખતાં એક ફ્રાંસના ગૃહસ્થે કહ્યું છે, "સ્પેન, ફ્રાન્સ, સ્વીડન, જરમની, તથા બીજા મુલકોના રાજાઓએ પોતાના હક સ્થાપન કરવામાં લશ્કરની મદદ લીધી છે. પણ ઈંગ્લાન્ડનો રાજા કોઈપણ અમુક માણસનો અથવા અમુક ટોળીનો આશ્રય લીધાવિના પોતાનાં કાયદેસર કામો તથા ફરજો બજાવે છે, અને તેને લશ્કરની મદદ લેવી પડતી નથી. રાજા જે સત્તાથી લોક ઉપર રાજ્ય કરે છે, તે સત્તા તેને લોકોથીજ મળેલી છે. જોર જુલમ ચલાવ્યાથી અને બીક દેખાડયાથી આ સત્તા રાજાને મળતી નથી, પરંતુ લોકોની ખુશીથી અને અમલદારોની ચાલાકીથી તે સત્તા તેને મળે છે. રાજાના મુલકી વહિવટ ઉપરથી તેને લોકોનું એટલું જોર મળે છે કે, તેથી તે લશ્કરને પણ તાબે રાખી શકે છે; તથા તેને કાયદા પાળવાની ફરજ પાડે છે.—આવો નમુનો બીજા કોઇપણ દેશમાં જોવામાં આવતો નથી."

રાજા પોતાના હકથી લશ્કરનો ઉપરી છે. પણ સલાહ શાન્તિના વખતમાં, પાર્લામેન્ટની મંજુરી સિવાય, દેશમાં લશ્કર એકઠું કરવું અથવા કાયમ રાખવું—તે કાયદાથી વિરૂદ્ધ છે. આ ઇગ્લાન્ડના રાજ્ય બંધારણની રીત છે, પણ તે હિંદુસ્થાનને તેટલીજ લાગુ પડે છે. આપણી

સરકાર લશ્કરની મજબુતી કરતાં લોકોથી મળતી મજબુતી વધારે કીંમતી ગણે છે. હિંદુસ્થાનના આખા લશ્કરી ખાતા ઉપર તપાસ તથા તાબો રાખવો, તે કામ ગવર્નર-જનરલ તથા તેની કાઉન્સીલને સોંપ્યું છે. વળી લશ્કરી ખાતાની સઘળી બાબતોમાં જુદા જુદા પ્રાંતોના ગવર્નર વિગેરે ઉપર તપાસ તથા કાબુ રાખવો, દેશી અમલદાર તથા સિપાહીઓને તાબામાં રાખવા સારૂ કવાયતના ધારા બાંધવા, તથા કોર્ટ માારશિયલમાં (લશ્કરી કોરટમાં) કામ ચલાવવાના ધારા ઘડવા—તે સઘળી બાબતમાં ગવર્નર-જનરલને પૂર્ણ સત્તા છે.

કાયદાની નજરમાં લશ્કર કે દરિયાઈ કાફલો જુદાં માનવામાં આવતાં નથી; બધું લશ્કર તથા કાફલો એક ગણાય છે, તથા તે આખા દેશને માટે છે. તોપણ વહિવટની સગવડને માટે ઇલાકાનાં લશ્કરો જૂદાં જૂદાં રાખવામાં આવે છે.

દરેક ઈલાકાના લશ્કરને માથે સેનાપતિ અને બીજા અમલદારો હોય છે.

પશ્ચિમમાં કેપ ઑફ ગુડહોપથી પુર્વમાં માગેલનની સામુદ્રધુની સુધી તથા તેની વચ્ચેના સઘળા દરિયામાં, વહાણોનું રક્ષણ કરવા માટે હિંદુસ્થાનનો દરિયાઈ કાફલો રાખેલો છે.

સેનાપતિની નિમણુક ઇંડિયાના સ્ટેટ સેક્રેટરી કરે છે. તે ગવર્નર-જનરલની કાઉન્સીલનો સાધારણ સભાસદ

છે; તેનો હોદ્દો તથા દરજ્જો ગવર્નર-જનરલથી બીજો છે. ઘણું કરીને લશ્કરી કામો તેને સોંપવામાં આવે છે; પણ સઘળી જવાબદારી ગવર્નર-જનરલને માથે છે.

પાયદળમાં સુબેદાર તથા જમાદાર; તથા ઘોડેસ્વારમાં રસાલદાર મેજર, વર્દી મેજર, તથા જમેદાર—એટલાજ દેશી કમીશન–અમલદાર છે.

દરેક રેજીમેન્ટમાં રેજીમેન્ટ-સ્કુલ હોય છે; અને જેને નિશાળ તરફથી ત્રીજા વર્ગનું સર્ટિફિકેટ મળ્યું હોય, તેનેજ લેન્સ-નાયકનો હોદ્દો મળે છે. પરન્તુ જેઓએ વિવિશેષ બહાદુરી બતાવી હોય, તેઓને ઉપલો નિયમ લાગુ પડતો નથી.

કેન્ટોનમેન્ટમાં (લશ્કરી છાવણીમાં) ઘણું કરીને એક ચેપલેન, એક માજીસ્ટ્રેટ એક એસિસ્ટન્ટ માજીસ્ટ્રેટ, અને એક બઝાર સુપરિન્ટેન્ડન્ટ હોય છે. જે ઠેકાણે સ્મૉલ કૉજ કાર્ટ નહિ હોય, ત્યાં લશ્કરી સિપાઇ અને અમલદારો ઉપર કોઇના દાવા હોય, તો તે સાંભળવાને કાર્ટ-ઑફ–રિકવેસ્ટ્સ ઉપરી અમલદાર તરફથી નીમાય છે.

સને ૧૮૮૭ માં હિંદુસ્થાનનું કુલ લશ્કર નિચે મુજબ હતું:—

| | |
|---|---|
| યુરોપિયન | ૬૯,૭૬૪ |
| દેશી | ૧,૪૧,૦૦૦ |
| | ૨,૧૦,૭૬૪ |

હિંદુસ્થાનના જૂદા જૂદા પ્રાંતોનું વોલન્ટીઅર (પો-તાની મરજીથી લસ્કરી કામ કરનાર) લસ્કર ૧૨,૨૧૩ છે; તેમાંથી ૯,૪૨૧, શક્તિમાન છે, અને બાકીના નબળા છે. કવાયત ચાલતી હોય અથવા કામમાં રોકાયા હોય, તે વેળાએ અમલદારને હાથે લસ્કરી ગુન્હો થાય, ત્યારે તેને આરટીકલ્સ-ઑફ્-વાર (કવાયતના ધારા) જેમ લાગુ પડે, તેમજ તે વોલન્ટીઅર લસ્કરના માણસને પણ લાગુ પડે છે, અને સજા થાય; માત્ર દેહાંત-શિક્ષા તેઓને થઇ શકતી નથી. અમુક એક હદની અંદર નોકરી કરવાને વોલન્ટીઅર બં-ધાયલા છે; તેથી બહાર જવા તેઓ બંધાયલા નથી. કેટ-લીક રીતે પોલીસનું કામ પણ લસ્કરના જેવું ગણી શકાય. હથિયારના કાયદાથી લસ્કર તથા પોલીસને ઘણી મદદ મળે છે, તથા તેઓનું કામ કેટલેક દરજ્જે સહેલું થાય છે.

સને ૧૮૭૮–૭૯ ની સાલમાં ઇંગ્લાન્ડમાં તથા હિં દૂસ્થાનમાં લસ્કરનું ચોખ્ખું ખરચ ૧,૫૮,૦૦,૦૦૦ પાઉ-ન્ડ થયું. સન ૧૮૮૭–૮૮ માં બ્રહ્મદેશ સુદ્ધાં લસ્કરી ખ-ર્ચ ૧,૯૧,૯૭,૦૦૦ પાઉન્ડ થશે, એવી અકટળ કરી હતી.

**દરિયાઈ કાફ્લો**—દરિયાઇ કાફ્લાની મુખત્યારી, ઍ-ડમીરલ્ટીને (એ નામની બોર્ડને) સોંપી છે; દરિયાઇ બાબતો સબંધી સઘળા ગુન્હાની તપાસ કરવાનો અખત્યાર તે બો-ર્ડ આપી શકે છે. એડમીરલ્ટી કોરટોમાં કામ ચલાવવાના. કાયદાને, નેવલ-ડીસીપ્લીન્--ઍક્ટ, (દરિયાઇ બંદોબસ્ત-નો કાયદો) કહે છે, તથા હિંદુસ્થાનના દરિયાઇ ખાતાને

માટે કાઉન્સીલે ઠરાવેલા ધારા તથા સુચનાઓ એડમીર-લ્ટીએ પ્રસિદ્ધ કર્યા છે.

ગેરકાયદે ભરેલી મંડળીને વિખરાઇ જવાનો હુકમ કરવાનો કોઈ પણ માजीस्ट्रेटने અથવા पोलीस थाणाना ઉપરી અમલદારને અધિકાર છે. એવી રીતે હુ-કમ કર્યા પછી, તે મંડળી વિખરાઇ ન જાય, અથવા તેઓની વર્તણુક ઉપરથી એવું દેખાય કે, વિખરાઈ નહિ જવાનો તેઓનો નિશ્ચય છે, ત્યારે ઉપ-લા માજીસ્ત્રેટે અથવા પોલીસ અમલદારે જબરાઈથી તેવી મંડળીને વિખેરી મુકવી. તે બીજી રીતે વિખેરી સકાય ન-હિ, તથા સાર્વજનિક સુલેહને માટે તેઓને વિખેરવાની જ-રૂર હોય તો, ત્યાં સૌથી ઉપલા દરજ્જાનો જે માજીસ્ત્રેટ હાજર હોય, તેણે તેઓને વિખેરવા સારૂ લશ્કરની ટુકડી બોલાવીને તેઓને વિખેરવા. તેણે કૈસરે-હિન્દના અથવા હિંદુસ્થાનના વોલનટીઅરના કોઇ પણ સિપાઇઓના ઉપરી कमिशन-अमलदारने અથવા नाँनू-कमीशन अमलदा-रने બોલાવવો. તે વખતે કોઇ પણ માજીસ્ત્રેટને ખબર આપી ન શકાય, તો કૈસરે હિન્દના લશ્કરના કોઇ પણ क-मिशन अमलदारे લશ્કરની મદદથી તેવી મંડળીને વિ-ખેરવી.

ખાસ लश्करी બાબતમાં दिवानी कोर्टने કંઇ પણ

સત્તા નથી. જે માણુસને देशी कवायतना धारा લાગુ પડે છે, તેઓના पगार તથા अलावन्स, તેમજ लश्करी पेन्सनर લોકોના पेन्सन તથા बक्षीसनी रकम, આપવા पहेलां અથવા આપ્યા पछी પણુ, दिवानी कोर्टथी જપ્ત થાય નહિ.

लॉर्डमेयो એક વખત લખી ગયો છેઃ—

"સંપૂર્ણ અને બળવાન લશ્કર આ દેશમાં આપણી સત્તાનો પાયો તથા આધાર છે; પરંતુ નકામા લશ્કરી ખર્ચમાં જે પૈસો ખરચીએ, તેટલું, લોકોના આધિભૌતિક તથા આધિદૈવિક સુધારામાં કરોડો રૂપિયા ખરચવાની આપણી ફરજ છે, તેમાંથી ઓછું થાય છે. હિંદુસ્થાનના લોકોનું કલ્યાણ કરવું, તે આપણો મુખ્ય હેતુ છે; અહિયાં રહીને, આપણે હાથે જો તેઓનું કલ્યાણ ન થાય, તો અહિયાં આપણે રહેવુંજ ન જોઇએ."



## પ્રકરણ ૯ મું.

## સાર્વજનિક કેળવણી.

પહેલા ગવર્નરજનરલ वारेन-हेस्तिंग्से મુસલમાનોને કેળવણી આપવા સારૂ कलकत्ता मद्रेसा સન ૧૭૮૧ માં સ્થાપન કરી; તેમજ હિંદુ વિદ્વાનો તથા યુરોપીઅન

વિદ્યાર્થીઓને માટે નિશાળો સ્થાપન કરી. लॉर्ड वेलस्ली-ए અંગ્રેજી અમલદારોને માટે फोर्ट वीलीअम कोलेज સ્થાપી. સને ૧૮૨૪ માં लॉर्ड एमहर्स्टे कलकत्तानी संस्कृत कोलेज સ્થાપન કરી; સન ૧૮૩૫ માં लॉर्ड वीलीयम बेन्टींके मेडिकल कोलेज સ્થાપન કરી. बनारसनी संस्कृत पाठशाळा સન ૧૭૯૧ માં, તથા आग्रा कोलेज સન ૧૮૨૩ માં, સ્થાપવામાં આવી. ख्रिस्ति मीशनरीओએ (येसुक्रिस्ते સ્થાપન કરેલા ધર્મનો ફેલાવો કરવા સાંઇ'ઈ-ગ્લાન્ડની ખાનગી મંડળીઓએ મોકલેલા માણસોએ) સ્કુલો સ્થાપી છે; તેમાં પશ્ચિમાત્ય જ્ઞાનનો ફેલાવો કરવા માટે, તથા बाइबलनो ધર્મ લોકો જલદીથી ગ્રહણ કરે એટલા માટે, અંગ્રેજી શિખવવામાં આવે છે. હિંદુસ્થાન-નાં અજ્ઞાન લોકોમાં કેળવણી ફેલાવવા સારૂ સરકાર જે યત્ન કરે છે, તેમાં मीशनेरीओथी ઘણી મદદ મળે છે.

लॉर्ड हालीफाकसे, સન ૧૮૫૪ માં, હિંદુસ્થાન સરકાર ઉપર લખાણ કર્યું, તેને અનુસરીને, તથા કેળવણીમાં સુધારો કરવા સારૂ સન ૧૮૮૨ માં एज्युकेशन कमिशन નીમ્યું હતું, તેના रिपोर्टने અનુસરીને, હાલ સરકાર કેળવ-

ણી આપે છે. કલકત્તા, મદ્રાસ, તથા મુંબઈમાં **विश्वविद्यालय** (युनिव्हरसिटि) સને ૧૮૫૭ માં સ્થાપન કરવામાં આવ્યાં. હાલ દરેક જીલ્લામાં અંગ્રેજી નિશાળો સ્થાપન કરી છે; સરકારી મદદ આપવાની પદ્ધતિનો વિસ્તાર કર્યો છે, તથા દરેક શેહેરમાં કન્યાશાળાઓ દાખલ કરી છે. દરેક પ્રાંતમાં કેળવણી ખાતું છે; તેની સત્તા डिरेकटर તથા इन्स्पेकटरोने સોંપેલી છે. આખા દેશ ઉપર નિશાળોની યોજના એવી કરી છે કે, ગામડાની गामठी નિશાળથી ઉંચામાં ઉંચી **पाठशाळाओ** સુધી બધાને સરકારની મદદ મળે છે. ભણવામાં ઉત્તેજન આપવા સારૂ, તથા ગરીબોના છોકરાનો વિશ્વ વિદ્યાલયમાં (युनिव्हरसिटिमां) પ્રવેશ થઈ શકે તેટલા સારૂ, काळक्षेप (स्कालरशिप) ગોઠવવામાં આવી છે.

સને ૧૮૮૨–૮૩ માં ૧,૦૯,૨૧૬ નિશાળોને સરકારી મદદ મળતી હતી; તેમાં ૨૭,૯૦,૭૭૩ વિદ્યાર્થીઓ હતા, તેમાંથી ૧,૬૨,૩૭૧ કન્યાઓ હતી; એટલે આઠ ચોરસ માઇલમાં એક નિશાળ, તથા ૭૧ માણસની વસ્તીમાં એક વિદ્યાર્થી, એવું પ્રમાણ સરાસરીથી થાય છે.

સને ૧૮૮૨–૮૩ માં બ્રિટિશ હિંદુસ્થાનમાં કેળવણી ઉપર કુલ ખર્ચ ૨૧,૦૫,૬૫૩ પાઉન્ડ થયું; એટલે એક એક વિદ્યાર્થીને ભણાવવાનું વાર્ષિક ખરચ સરાસરી પ્રમાણે પંદર શિલિંગ અને એક પેની થયું.

# પ્રકરણ ૧૦ મું.

## લોકોપયોગી ખાતાં.

આગલાં પ્રકરણોમાં જે ખાતાં કહ્યાં છે, તે ઉપરાંત, કેવળ परमार्थ बुद्धिथी, લોકોની સગવડ, આબાદી, સુખાકારી, અને પ્રાણસંરક્ષણ વધારવા સારૂ હિંદુસ્થાનની રાજ્ય-પદ્ધતિમાં કેટલાંક ખાતાં દાખલ કર્યાં છે. આગળના રાજાઓના અમલમાં તથા હાલનાં દેશી રાજ્યોમાં धर्मादाय નામનું ખાતું માલમ પડે છે, તથા તે ખાતે વરસ દહાડે અમુક રકમ ખરચાતી હતી, અને દેશી રાજ્યોમાં હાલ ખરચાય છે, તે જોઈ, સાધારણ રીતે પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, "આગળનાં પ્રકરણોમાં હિંદુસ્થાનની રાજ્ય-પદ્ધતીનું જે સ્વરૂપ બતાવ્યું, તેટલુંજ જો આખું સ્વરૂપ હોય, તો હિંદુસ્થાન સરકાર તે માત્ર पैसा उघरावनारी સરકાર છે, તેઓ धर्मादायनां કાંઈજ કામો કરતા નથી?"

આ પ્રશ્નનો ઉત્તર વાળવા સારૂ, તથા હિંદુસ્થાનની રાજ્ય-પદ્ધતિનું પૂરતું તથા ખરૂં સ્વરૂપ દેખાડવા સારૂ આ પ્રકરણ દાખલ કર્યું છે.

ધર્માદાયનાં ખાતાં હિંદુસ્થાન સરકારે સ્થાપન કર્યાં છે, અને તે વડે તેમને હાથે ઘણો खरो ધર્માદાય તથા પરમાર્થ રૈયતને માથે થયો છે, અને થાય છે. ન્યાત, જાત,

તથા **उतरती पंक्तिनी** ધર્મબુદ્ધિનાં બંધનથી અંધ થઇ ગએલા માણસો જેને ધર્માદાય અને પરમાર્થ કહે, તેવું માત્ર કાંઇ હિંદુસ્થાનની રાજ્ય-પદ્ધતિમાં જોવામાં આવતું નથી, તે વાત ખરી છે; દરરોજ સહસ્ર બ્રાહ્મણને ઇચ્છના ભોજન જમાડીને ઉપર રૂપીઓ રૂપીઓ દક્ષિણા આપવી, એવું હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિમાં બનતું નથી; પણ, દુકાળના વખતમાં લાખો માણસોને અન્ન લાવી આપવું, તથા નબળાં ને મફત ખવડાવી, તેઓની ઓસડ પાણીથી બરદાશ રાખી તેઓના જીવ બચાવવા, તે આપણી ફરજ છે, એમ હિંદુસ્થાન સરકાર હમેશાં માનતી આવી છે, અને તે બજાવવાની કોઇ પણ તક જવા દેતી નથી. સારાંશ, **अति मोटी संख्यानुं अति मोटुं कल्याण**, આ હિંદુસ્થાનની રાજ્યપદ્ધતિના **धर्मादाय** તથા **परमार्थनुं** તત્વ છે; અને તેજ **खरो** ધર્માદાય તથા પરમાર્થ છે, એમ સઘળા ધર્મોનું શોધન કરતાં માલમ પડે છે.

હિંદુસ્થાનની રાજ્ય-પદ્ધતિમાં લોકોપયોગી (ખરા ધર્માદાય તથા પરમાર્થનાં) ખાતાં બે પ્રકારનાં છેઃ—(૧) આધિભૌતિક તથા જડ સૃષ્ટિના ફાયદા જાણવા સારૂ અને તેથી માણુસ જાતને લાભ આપવા સારૂ ઉઘાડેલાં ખાતાં; અને (૨) માણુસના શરીરને તથા જીવને સુખ મેળવી આપવાનાં ખાતાં.

**પહેલા પ્રકારમાં, त्रिगनोमोत्रिकेलसरव (શાસ્ત્રીય રી-**

તિથી જમીનની માપણી તથા તેનું વર્ણન), રસ્તા, ઇરિ-
ગેશન (પાણી લાવવાની) તથા નૅવિગેશન (વહાણ ચલાવ-
વાની) નેહેરો, વાયુચક્ર શાસ્ત્રનું જ્ઞાન, જ્યોતિષ વેધશા-
ળાઃ—એ સંબંધી ખાતાં; તથા તેનો લોકોને ઉપયોગ ક-
રી આપવાનાં ખાતાં, જેવાં કે, ટપાલ, તાર, ડૉક (ગોદી)
આગગાડીઓ, પરદેશ જઈને વસવાની સગવડ—એ સ-
બંધી ખાતાં આવે છે.

બીજા પ્રકારમાં, દવાખાનાં, શીતળા ખાતું, આરોગ્ય-
રક્ષણ ખાતું આવે છે.

ઉપલા સિવાય સ્થળને અથવા વખતને અનુકૂળ
હોય, એવાં ખાતાં રાખવામાં આવે છે; જેવાં કે, દુ-
કાળ તથા કોલેરાના નિવારણને માટે ખાતાં, બાળહત્યા
અટકાવનાને માટે ખાતું, ઠગ અને ડકાઇટી (લૂંટારાનાં
ટોળાં) બંધ પાડવાનાં ખાતાં.

આ સૌને માથે હિંદુસ્થાન સરકારનું સ્ટેટિસ્ટિકલ
ખાતું છે; દેશની તથા લોકોની સ્થિતિ, તેઓનું આરોગ્ય,
આયુષ્યમર્યાદા, સંસારરચના, કળા, કૌશલ, મિલકત,
પ્રાપ્તિ, તથા નૈતિક અને લૌકિક સ્થિતિ—વિગેરેની માહિતી
મેળવવી, તે આ ખાતાનું કામ છે.



# પ્રકરણ ૧૧ મું.

## મુંબઈ ઇલાકાની રાજ્યપદ્ધતિ.

મુંબઈ ઇલાકાનો કારભાર गवरनर તથા તેની काउन्सलिने સોંપ્યો છે. તે કાઉન્સીલની બે शाखा છેઃ (૧) प्रवर्तक, અને (૨) विधायक. प्रवर्तक काउन्सीलमां ત્રણ मेम्बरो તથા अध्यक्ष ગવર્નર છે. ગવર્નર आखा રાજ્યકારભારનો ઉપરી છે, તેથી તેને માથે बधी જવાબદારી રહે છે. કાઉન્સીલ આગળ જે બાબતો આવે, તેમાં મેમ્બરોના मताधिक्यथी ફેંસલો કરવામાં આવે છે; અને બે બાજુ તરફ સરખાં મત પડે, તો ગવર્નરને कास्टिंग मत છે, એટલે એક वधारे મત આપવાની સત્તા છે. પરંતુ જરૂરની બાબતોમાં કાઉન્સીલના મેમ્બરોના કોઈપણ પક્ષ તરફ वधारे મત આવે, તોપણ તે नहि माननवानो अधिकार ગવર્નરને છે. મુંબઈની કાઉન્સીલને આ ઇલાકાની સલાહ શાન્તિ રાખવા માટે, તથા સારો રાજકારભાર ચલાવવા માટે, બધી બાબતોમાં कायदा તથા धारा કરવાની સત્તા છે; પરંતુ (૧) सरकारी ऊपज તથા करज, (૨) चालतुं नाणुं, (૩) टपाल તથા तार ખાતાની ગોઠવણ, (૪) पीनलकोड, (૫) धर्म, (૬) लश्कर તથા दरियाइ काफ-

लानो બંદોબસ્ત તથા કવાયત, (૭) पेटन्ट અને कोपीरा-
इट, અને (૯) परदेशी राजाओनी जोडेनो संबंध—
આટલી બાબતોમાં કાયદા કરવા હોય, તો गरनर जनर-
लनी મંજુરી મેળવવી જોઇએ.

રાજકારભાર ચલાવવામાં ગુંચવણ ન પડે, એટલા સારૂ સરકારે જૂદાં જૂદાં ખાતાં કર્યાં છે. મુંબઇ ઇલાકાના લશ્કરના सेना पतिने બીજો કાઉન્સીલર ગણે છે; સઘળી જાતની लश्करी બાબત તેને સ્વાધીન હોય છે. બીજા બે કાઉન્સીલરો मुलकी ખાતાં ઉપર દેખરેખ તથા કાબુ રાખે છે. દરેક ખાતાનો ઊપરી એક એક સેક્રેટરી હોય છે; જે કાઉન્સીલરને જે ખાતું સોંપ્યું હોય, તે કાઉન્સીલર તેને માટે જવાબદાર રહે છે. સરકાર ઉપર અથવા કાઉન્સીલર ઉપર લોકોએ અથવા સરકારી નોકરોએ લખેલા કાગળો તે ખાંતાના સેક્રેટરી પાસે જાય છે, પછી સેક્રેટરી, જેમ ઘટે તેમ કાઉન્સીલ આગળ અથવા કાઉન્સીલર આગળ તે મુકે છે.

ગવર્નરની કાઉન્સીલની विधायक શાખામાં प्रवर्तक શાખા ઉપરાન્ત કેટલાક મેમ્બરો હોય છે, તેઓને, कोंउन्सिलना वधाराना मेम्बरो કહે છે. મુંબઇનીકાઉન્સીલમાં वधाराना मेम्बरोनी સંખ્યા चारथी आठल-

ગી હોવી જોઇએ; તેમાંથી અર્ધા સરકારી નોકરી વગરના હોવા જોઇએ.

ગવર્નરને તથા પ્રવર્તક કાઉન્સીલરોને રાણીના હુકમથી હિંદુસ્થાનનો રાજ્યમંત્રી નીમે છે. તેઓ પોતાના હોદ્દાનું કામ પાંચ વરસ લગી કરી શકે છે.

ગવર્નરને દરેક મહિને ૧૦,૦૦૦ રૂપિયાનો પગાર મળે છે; બીજા મેમ્બર સેનાપતિને રૂ.૫,૮૩૩ મળે છે; અને બાકીના બેમાંથી દરેક કાઉન્સીલરને રૂ. ૫,૧૨૦ મળે છે.

મુંબઈ સરકારનાં નિચે લખેલાં ખાતાં છે.

(૧) લશ્કર ખાતું; (૨) રેવન્યુ, જમાખરચ, તથા સામાન્ય ખાતાં; (૩) ન્યાય ખાતું; (૪) રાજ્યદ્વારી અને ગુપ્ત ખાતાં; (૫) કેળવણી ખાતું; (૬) દરિયાઇ ખાતું; (૭) ખ્રિસ્તિ ધર્મ ખાતું; (૮) પબ્લીક વર્કસ ખાતું; (૯) રેલવે ખાતું.

મુંબઇ ઇલાકાના ઉત્તર, મધ્ય, અને દક્ષિણ એવા ત્રણ ભાગ કર્યા છે. મુલકી રાજ્યકારભાર ઉપર તપાસ રાખવાનું કામ દરેક ભાગના કમીશનરને સોંપ્યું છે. આખા ઇલાકાને માટે એક पोलीस इन्स्पेक्टर जनरल છે; મીઠું, અફીણ અથવા અબકારી ખાતાનો એક कमीशनर છે; જંગલ ખાતાનો એક कॉन्सरवेटर છે; એક ખેતીવાડીનો डिरेक्टर છે; અને એક કેળવણી ખાતાનો डिरेक्टर છે.

**હિંદુસ્થાનના રાજકારભારનો પાયો જીલ્લા ઉપર છે.**

દરેક જીલ્લામાં નિચે લખેલા અમલદારો હોય છે;—

(૧) રેવિન્યુ कलेक्टर, તેજ જીલ્લાનો માજીસ્ટ્રેટ હોય છે, તથા આખા જીલ્લાનો કારભાર તેને સોંપવામાં આવે છે; (૨) જીલ્લા તથા સેસન जडज; (૩) पोलीस सुपरिन्टेन्डेन्ट; (૪) सिविलसर्जन; (૫) કેળવણી ખાતાનો डेप्युटी इन्स्पेक्टर.

જીલ્લાથી નિચે જતાં, તાલુકામાં સરકારી નોકરોની સંખ્યા બધે ઠેકાણે એકજ હોતી નથી, તથા બધાં ખાતાંના અમલદારો હોતા નથી. मामलतदार કલેક્ટરને ઠેકાણે હોય છે; જીલ્લા જડજને ઠેકાણે દિવાની કામોમાં सबोर्डिनेट जडज હોય છે, પણ ફોજદારી કામો મામલતદારને સોંપેલાં હોય છે. પોલીસસુપરિન્ટેન્ડેન્ટને બદલે चीफ कनस्टेबल હોય છે; અને સિવિલ સર્જનને બદલે होस्पिटल आसिस्टन्ट હોય છે.

## ગ્રામાધિકારી.

સરકારી અમલદારોની આટલી લાંબી હાર છે, તેમાં સરકાર તથા રૈયતનો સંબંધ જોડનારા ગ્રામાધિકારીઓ છે. તેઓનાં पटेल, कुळकरणी અથવા तलाटी, અને महार એવાં નામ છે. પટેલ તેઓના ઉપરી છે. તેને ઘણું કરીને મોગલ સરકારથી હોદો મળેલો હોય છે; તેને કેટલીક જ-

મીન તથા વેરા વંશપરંપરાથી મળે છે, અને બીજા કેટલાક હક્ક તથા માન મળે છે. તેનો હોદ્દો વંશપરંપરાથી ચાલતો આવે છે. ગામડાની પોલીસનો તે ઉપરી છે, તથા કેટલેક દરજ્જે તે માજીસ્ત્રેટની સત્તા ધરાવે છે. વળી તે રેવન્યુ અમલદાર પણ ગણાય. ગામડામાં તે મામલતદાર કે કલેકટરને ઠેકાણે ગણાય છે. રૈયત પાસેથી સરકારની ઉપજ તે ઉઘરાવે છે, રૈયતનો સરકાર આગળ પ્રતિનિધિ થાય છે, અને સરકારના હુકમ અમલમાં લાવવામાં મોટું સાધન થઇ પડે છે,

कुळकरणी ગામડાનો વંશપરંપરાનો मेहेतो હોય છે. જ્યારે મેહેતો સરકારનો પગારદાર નોકર હોય છે, ત્યારે તેને तलाटी કેહે છે.

महार પણ રેવન્યુ અમલદાર છે. ગામડાની હદ તથા દરેક આસામીનાં ખેતરની હદ તપાસવી, તે તેનું કામ છે. જમીનની બાબતમાં તકરાર પડે, ત્યારે તેની શાહેદી ઉપર ઘણું વજન રાખવામાં આવે છે. વળી, તે સરકારી જાસુસ તથા ભોમીયાનું કામ કરે છે. કેટલાએક જીલ્લાઓમાં મહારને બદલે કોળી અથવા રામોસીઓ હોય છે.

પટેલ રૈયત પાસેથી સરકારી વસુલ લે છે. ગામડાનો મેહેતો સરકારી ચોપડામાં તે વસુલ દાખલ કરે છે તથા રૈયતને તેઓની ચોપડીમાં પહોંચ આપે છે. મહાર સઘળી રોકડ લેઇને મામલતદારના ખજાનામાં ભરે છે.

ગામડામાં જે કંઇ અગત્યની બીના બને, તે સરકાર-ને જાહેર કરવાની જવાબદારી પટેલને માથે છે. ગામડામાં કોઈ પણ બાબતની તુરતાતુરત તપાસ કરવી હોય, તો તે તપાસ કરવાની પટેલની ફરજ છે. કુલકરણી અથવા તલાટી તેને મદદ કરે છે, તથા લખાણનું સઘળું કામ કરે છે; અને મહાર તે સઘળું લખાણ જ્યાં લેઇ જવું હોય, ત્યાં પહોંચાડે છે.

સન ૧૮૫૮ ના નવેંબરની પેહેલી તારીખે આપણાં પ્રિય મહારાણી कैसरेहिन्द તરફથી પ્રસિદ્ધ થએલા જાહે-રનામામાં હિંદુસ્થાનના બ્રિટિશ રાજ્યનીતિની સામાન્ય દિશા બતાવેલી છે; તેથી તે અહિંયાં દાખલ કરીએ છીએ:—




## રાણીનું જાહેરનામું.

(બુ. વ. ગ્રંથ, નવંબર, ૧૮૫૮.)

હમે પાર્લમેંટમાં એકઠી થએલી લોકોની તથા અમીરોની સભાની સલાહ તથા સંમતિથી હિંદુસ્થા-નના મુલકનો રાજ્યકારભાર, જે આટલા દિવસ સુધી, હમારા સોંપ્યાથી, નામદાર ઇસ્ટ ઇન્ડિયા કંપની ચલાવતી

હતી, તેમની પાસેથી હમે હમારે હસ્તક કરી લેવાનો નિ-
શ્ચય કર્યો છે માટે,–

હવે હમે આ જાહેરખબર ઉપરથી જણાવિયે છિ-
યે કે, ઉપર કહેલા લોકોની સલાહ તથા સંમતિથી હિંદુ-
સ્થાનનું રાજ્ય મજકુર હમારે હસ્તક કીધું છે, અને એ
રાજ્યમાં રહેનારી અમારી રૈયતને કહિયે છિયે કે, તમારે
હમારી સાથે, હમારા વારસો સાથે તથા હમારી પછી થ-
નારાઓ સાથે ઇમાન રાખવું અને તેમને તાબે થવું, અને
હમારે નામે તથા હમારી તરફથી જેને એ દેશ મજકુરનો
રાજ્યકારભાર ચલાવવા સારૂ લાયક ધારી મોકલીયે, તેના
અમલને શરણ થવું.

હમે હમારા ખરેખરા વિશ્વાસુ અને હેતસ્વી મંત્રી
ચાર્લસ જાન વાઇકૌંટ કેનિંગની ઈમાનદારી, હુશીયારી અ-
ને બુદ્ધિમાં મુખ્યત્વે કરીને વિશ્વાસ રાખી, વાઇકૌંટ કેનિં-
ગ મજકુરને, ઉપર કહેલા હમારા મુલકોનો પહેલો વાઇસ-
રાય યાને ગવર્નર જનરલ ઠેરવીએ છીએ. એણે હમારે
નામે રાજ્યવહિવટ ચલાવવો, અને હમારે નામે તથા હ-
મારી તરફથી કામ કરવું, (તેમાં એટલું કે) હવે પછી હ-
મારા મુખ્ય "સેક્રેટરીસ ઑફ સ્ટેટ"ની મારફત હમારા હુ-
કમ એના ઉપર જશે, તેને તાબે એણે થવું.

નામદાર ઈસ્ટ ઇન્ડિયા કંપનીની ચાકરીમાં હાલ
દિવાની તથા લશ્કરી ખાતાંમાં જે લોકો નોકર છે, તેમને
આની રૂઇયે હમે મંજુર કરીયે છિયે, (એટલે કે) હવે પછી

હમારી મરજી થાય તથા જે કંઇ કાયદા કરવામાં આવે, તેને તાબે મંજુર કરીયે છીયે.

હમે આ દસ્તાવેજથી દેશી રાજાઓને જાહેર કરીયે છીયે કે, તમારી સાથે નામદાર ઇસ્ટ ઇંડિયા કંપનીથી પોતે અગર પોતાના હુકમથી જે જે કોલકરાર કરવામાં આવ્યા છે, તે હમોએ કબુલ રાખ્યા છે, અને તે વિશે હમો દિલમાં ચિંતા રાખી પાળીશું. તેજ પ્રમાણે તમારે પણ પાળવા, એવી હમે આશા રાખીએ છીયે.

હમારો હમણાંનો મુલક વધારવાની હમારી ઇચ્છા છેજ નહીં. અને જેમ હમે એક પાસથી હમારા મૂલક અથવા હકક દબાવનારને શિક્ષા કર્યા વગર છોડીશું નહીં, તેમજ હવે બીજાનો મુલક દબાવવાની મંજુરી પણ આપીશું નહીં. દેશી રાજાઓના હક્ક, તેમની પદવી અને તેમના ટેકને માન જેવું હમે હમારાને આપીયે છીયે, તેવું આપીશું. હમારી ઇચ્છા છે કે, હમારી રૈયતની ચઢતી સાથે તેમની પણ ચઢતી થાઓ, અને સંસારનું સુખ જે માત્ર માંહોમાંહે સંપ અને નિરોગ રહેથી તથા સારો રાજ્યવહિવટ ચલાવેથીજ પ્રાપ્ત થાય છે, તેનો પણ વધારો થાઓ.

હમે એવું ગણીયે છીયે કે, હમારી બીજી સર્વ રૈયત તરફ જે ફરજ બજાવવાને હમે બંધાએલા છીયે, તેજ ફરજ બજાવવાને આ દેશની રૈયત સાથે બંધાયલા છાવે અને, સર્વ શક્તિવાન પરમેશ્વરની કૃપાથી એજ ફરજ હમે એક નિષ્ઠાથી તથા અંતઃકરણથી પાળીશું.

ખ્રિસ્તિધર્મ ખરો છે, એવું પક્કું હમે માનીયે છી-યે, તથા મોહોટા ઉપકારથી એ ધર્મનું સુખ કબુલ કરીયે છીએ ખરા, પરંતુ હમારી કોઇ પણ રૈયત પાસે હમારી ખાતરી પ્રમાણે ધર્મ પરાણે મનાવવાનો હક્ક નથી રાખતા, તેમ ઈચ્છા પણ નથી રાખતા. હમે સાફ કહીયે છીએ કે, ધર્મ સંબંધી આકીન તથા ધર્માચારના કારણથી કોઇપણ માણસની કોઈ પ્રકારે પણ પક્ષ રાખવામાં આવશે નહીં, કોઇને ઈજા અથવા પરિતાપ થવા દેશું નહીં, એવી હમારી મરજી છે. સર્વને સરખી રીતે (વેહેરોવંચો કીધા વગર) ન્યાયનું નિષ્પક્ષપાત તથા બરોબર રક્ષણ મળશે, અને હમારા હાથ નીચેના અધિકારીયોને તરછટ કહી મુકીએ છીયે કે, હમારી કોઈપણ રૈયત ગમે તેની પુજા કરતી હો-ય તથા ગમે તે ધર્મ સબંધી મત્ત માનતી હોય, પરંતું તેમાં તમારે હાથ ઘાલવો નહીં; અગર ઘાલશો તો તમારા ઉપર હમારી ભારે ઇતરાજી થશે.

વળી હમારી એવી હોંસ છે કે, હમારી રૈયતમાંનાં જે કોઈ પોતાની કેળવણીથી, હુંશિયારીથી તથા પ્રમાણિક-પણાથી પોતાનું કામ બજાવવાને લાયક થયા હશે, તેઓ, પછી ગમે તે જાતના હો, અથવા ધર્મ માનતા હો, તોએ, બનશે ત્યાં સુધી, તેમને ખુલ્લી રીતે હોદ્દાની નોકરીમાં દા-ખલ કરવામાં આવશે.

જે રાજ્યલોભી પુરૂષોએ ખોટા બોબાટથી પોતા-ના દેશીઓને છેતરી, તેમને ઉઘાડે છોગે બળવો કરવાની

ઉશ્કેરણો આપી છે, તેઓના કર્મથી હિંદુસ્થાનને નુકશાન તથા દુઃખ નડયું છે, તેનો હમે બહુ શોક કરીએ છિયે. હમારો અમલ કેવો છે, તે આ બલવાને રણભૂમીમાં કચરી નાંખ્યાથી હમે દેખડાવ્યો છે. પણ જે લોકોને આવી રીતે ભમાવ્યા છે, તેઓ જો ઘેર આવી પોતાને ધંધે પાછા વળગશે, તો તેમનો અપરાધ ક્ષમા કરી તેમની દયા લાવવામાં આવશે, એવી અમારી ઇચ્છા છે.

રૂધિરની છોળોનો વધારે પ્રસ્તાર થતો અટકાવાય, તથા હમારા હિંદુસ્થાના મુલકમાં સંપ સલાહ વહેલી આવે, માટે હમારા વાઈસરાય તથા ગવરનર-જનરલે એક પ્રાંતમાં તે, કેટલીએક સરત ઉપર, કયા હારની આશા આપી છે કે, જે કોઇ ગયા માઠા તોફાનમાં હમારા રાજ્ય સામે અપરાધ કીધાથી અપરાધી થયા છે, તેમને માફી આપવામાં આવશે, અને જે લોકોથી એવો અપરાધ થયો છે કે તેમને માફી આપી શકાતી નથી, તેમને શિક્ષા કેવી કરવી તે પણ સાફ જાહેર કરી બતાવ્યું છે. હમે હમારા વાઈસરાય તથા ગવરનર-જનરેલના ઉપર કહેલા કામને પસંદ કરીએ છીએ, અને વધારે નિચે પ્રમાણે પ્રગટ કરીએ છીએ કેઃ—

ખુનીઓને ખુની જાણી, જે લોકોએ પોતાની ખુશીથી એથો આપ્યો છે, અથવા જેમણે હુલડમાં આગેવાન થઇને આ ઉશકેરનારની પેઠે કામ ચલાવ્યું છે, તેમના જીવનુંજ માત્ર રક્ષણ કરવામાં આવશે; પણ એવા લોકોને

જે ઘટિત શિક્ષા છે, તે કરતી વખતે તેમને પોતાની તરફથી તાબેદારી કહાડી નાંખવાનું મન થયું તે વેળા તેમની કહેવી હાલત હતી, અને જે લોકો માત્ર કાવીત્ર માણસોના ખોટા બોબાટ ભોળપણે ખરાં માની અપરાધી થયા છે, તેમના ઉપર ઘણી મીઠી નજર રાખવામાં આવશે.

એ શીવાય બીજા જે હાલ હુલડમાં છે, તેઓ પોતાને ઘેર જઇ નીરાંતે ધંધે રોજગારે વળગશે, તો હમારી વિરૂદ્ધ અથવા અમારા રાજ્યની વિરૂદ્ધ અગર અમારા દરજ્જાની વિરૂદ્ધ કીધેલા અપરાધ વીસરી જઇ, તેમને વગર કરારે ક્ષમા કરીશું.

જે લોકો આવતા જાનેવારીની પેહેલી તારીખ પહેલાં આ કરારથી કબુલ થશે, તેમને હમારી કૃપાની તથા ક્ષમાની સરતો લાગુ પડશે.

ઇશ્વર કૃપાથી આ દેશમાં નિરાંત વળશે, ત્યારે અમારી એવી ઈચ્છા છે કે, હિંદુસ્થાનમાં નિરૂપદ્રવી ઉદ્યોગને ઉશકેરણી આપવી, લોકોને ઉપયોગી પડે તથા તેઓ સુધરે એવાં કારખાનાંમાં વૃદ્ધિ કરવી, અને એ દેશમાંની સર્વ રૈયતોને ફાયદો થાય, તેમ રાજ્ય ચલાવવું.

હમારી રૈયતની ચઢતી મેં અમારૂં સામર્થ્ય, હમારી રૈયતના સંતોષે હમારૂં રક્ષણ, અને હમારી રૈયતની કૃતજ્ઞાતામાં હમારો ખરેખરો બદલો છે. સર્વ શક્તિમાન ઇશ્વર કરે, ને હમારા લોકોના કલ્યાણની હમારી ઇચ્છા પુરી પાડવા સારૂ હમને તથા અમારા હાથ નિચેના અમલદારોને શક્તિ મળો, એવી અમારી આશા છે.

—*સમાપ્ત.*—

# શુદ્ધિપત્ર.

| પાનું. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૧ | ૮ | અપપમાન | અપમાન |
| ૧ | ૧૫ | ઈગ્લાન્ડની | ઇંગ્લાન્ડની |
| ૧ | ૧૬ | ઈગ્લાન્ડની | ઇંગ્લાન્ડની |
| ૩ | ૭ | હાલમાં | હાલના |
| ૭ | ૮ | વાવ્ય | વાયવ્ય |
| ૮ | ૧૪ | વાવ્ય | વાયવ્ય |
| ૯ | ૨૩ | રોજાને | રાજાને |
| ૧૦ | ૧૮ | ઇન્યિા | ઇન્ડિયા |
| ૧૧ | ૯ | ખતાં | ખાતાં |
| ૧૩ | ૧૨ | કૌનસિલો | કૌન્સિલો |
| ૧૫ | ૨ | અક | એક |
| ૧૯ | ૨૧ | ૧૮૫૩ | ૧૮૬૧ |
| ૨૪ | ૩ | તેને અથવા | અથવા તેને |
| ૨૯ | ૭ | છે | છે. |
| ૩૫ | ૧ | પ્રત્રક | પત્રક |
| ૩૬ | ૧૩ | એઆ | આ |
| ૩૯ | ૧૯ | (ખેતર માપણી), | (ખેતરમાપણી) |
| ૪૧ | ૧૪ | વાવ્ય | વાયવ્ય |
| ૪૩ | ૧૩ | રીકવેસ્ટ | રિકવેસ્ટ, |
| ૪૬ | ૧૬ | ૨૪૨, | ૨૪૨ |

| ૪૮ | ૨૩ | સાધારણ | અસાધારણ |
|---|---|---|---|
| ૫૬ | ૨૧ | ત્રિગનોમેત્રિકેક્લસરવ | ત્રિગનોમેત્રિકલસરવે |
| ૭૭ | ૯ | હિંદુસ્થાના | હિંદુસ્થાનના |

## વધારો.

પૃષ્ટ ૪ માં ઉમેરોઃ—૧૧. પ્રેસિડેન્ટ ઑફ ધી બાર્ડ ઑફ ટ્રેડ (વેપાર ખાતાનો મંત્રી).

પૃષ્ટ ૬૬ માં ૨ જા વાક્ય-કદંબ પછી આ વાક્ય-કદંબ ઉમેરોઃ—વંશ પરંપરાથી ભોગવેલી જમીન સાથે દેશીઓનું મન ઘણું વળગી રહ્યું છે, એ અમને ખબર છે, તે માટે તેને લગતા તેમના જે હક છે, તે હમે જાળવીશું, એવી હમારી ઇચ્છા છે; તેમાં એટલું કે સરકારની લેવડદેવડ તે ઉપર કેટલી છે, તેનો ઘટિત રીતે વિચાર કરવામાં આવશે.

